# ઉપોદ્ઘાત

( અંગ્રેજીનું ભાષાન્તર )*

રાવ બહાદુર ગોવિંદભાઈએ આ પુસ્તકનો ઉપોદ્ઘાત લખવા મને કહ્યું તેથી તેમ કરવાની તક મળવાથી મને આનંદ થાય છે.

રા. બ. ગોવિંદભાઈનો વડોદરા સાથેનો સંબંધ લગભગ ચાળીસ વર્ષ ઉપરાંતનો છે. શ્રીમંત સરકાર મહારાજા સાહેબની કૃપાથી રાજ્યની દરેક મહત્ત્વની પ્રવૃત્તિ સાથે એમનો સંબંધ જોડાયો હતો.

હંમેશાં તનતોડ મહેનત કરનાર તરીકે એ જાણીતા છે; અને તેથી જે જે પ્રશ્નો એમની સામે રજૂ કરવામાં આવતા તેનો ઉકેલ લાવવામાં સમગ્ર વસ્તુસ્થિતિનો ઉંડો અભ્યાસ એ પ્રથમ કરતા અને તે પછી પોતાની વિવેકબુદ્ધિથી તેનો તોડ કાઢતા.

આ પ્રકારની કામ કરવાની જેમની પદ્ધતિ હતી તેમની સરકારી નોકરીના અંગના અનુભવોની આ નોંધપોથીથી તે તે ક્ષેત્રમાં કામ કરનાર નૌજુવાનોને તેમાં ખૂબ રસ પડશે અને કંઈ ને કંઈ પ્રેરણા જરૂર મળશે. ગુજરાતની જનતાને પણ તેનાથી ઘણું જાણવાનું મળશે.

વડોદરા
૮મી ઓગસ્ટ ૧૯૨૯.

વી. ટી. કૃષ્ણમાચારી.

# પ્રસ્તાવના

પોતાના કામની હકીકત પ[illegible] લખવ[illegible] એ જરા નાજુક અને મુશ્કેલ કામ છે. એથી જાણે પોતાની શ્લાઘા પોતે જ કરતા હોઇએ એવો ભાસ થવાનો સંભવ રહે છે. પણ મારા સંબંધમાં હવે તેવી સમજ થવાને કાંઇ કારણ રહ્યું નથી. આ નાનકડું પુસ્તક લખવાનો મારો ઉદ્દેશ એટલો જ છે કે કામ કરવાના ક્ષેત્રમાં વારંવાર ફેરફાર થયા હોય તોપણ પોતાનું કર્તવ્ય કરવાને પ્રમાણિકપણે પ્રયાસ કરવામાં આવે તો ઘણું થઈ શકે છે. હું જાણું છું કે મેં જે કાંઇ કર્યું હતું તેમાં કાંઇ વિશેષ ન હતું. શ્રીમંત મહારાજા સાહેબ એઓશ્રીએ પોતે જ જે યોજનાઓ કરી હતી અને નકશા દોર્યા હતા તેનો કંઇ દરજ્જે અમલ કરવાનો જ મેં તો પ્રયત્ન કર્યો હતો; મેં આ પુસ્તકમાં માત્ર કામ કરવાની રીત તથા દિશા બતાવી છે અને જો તે કોઇને કંઇ પણ રીતે ઉપયોગી થશે તો આ પુસ્તક લખવાનો મારો ઉદ્દેશ સફળ થયો સમજીશ.

વડોદરાના નામદાર દીવાન સાહેબે આ પુસ્તકનો ઉપોદ્ઘાત લખ્યો છે તેને માટે તેમનો આભાર માનું છું.

ગોવિંદભાઇ હા. દેસાઇ.

તા. ૨૨ ઑગસ્ટ ૧૯૨૯

# અનુક્રમણિકા


| પ્રકરણ | વિષય | પાન |
|---|---|---|
| ૧ | પ્રોબેશનર.... | ૧ |
| ૨ | નોકરીની તપસીલ.... | ૧૪ |
| ૩ | ન્યાયખાતું | ૧૮ |
| ૪ | પોલીસખાતું | ૪૮ |
| ૫ | જેલખાતું.... | ૯૦ |
| ૬ | વસ્તીગણત્રી | ૧૦૪ |
| ૭ | મુલકીખાતું | ૧૩૨ |
| ૮ | દુષ્કાળશમન | ૧૭૯ |
| ૯ | કંટ્રોલ .... | ૨૦૦ |
| ૧૦ | પ્રાંતમાં હજૂરસ્વારી | ૨૧૯ |
| ૧૧ | સાહિત્યસેવા | ૨૪૨ |
| ૧૨ | નાયબદીવાન | ૨૫૦ |
| ૧૩ | નિવૃત્તિ .... | ૨૭૦ |
| ૧૪ | કેટલીક સુચનાઓ.... | ૨૭૮ |

# વડોદરામાં ચાળીસ વર્ષ

## પ્રકરણ ૧

### પ્રવેશનાર

મુંબઈ ઈલાકાના ખેડા જીલ્લામાં આવેલો નડિયાદ કસ્બો કે જ્યાં મારા પિતા નરવાદાર ( જમીનદાર ) હતા

કેળવણી.

ત્યાંની હાઇસ્કૂલમાંથી હું સન ૧૮૮૨ની સાલમાં મુંબઇ યુનિવરસિટીની મેટ્રિકની પરીક્ષામાં પાસ થયો હતો. મારી બીજી ભાષા ગુજરાતી હતી. તે વખતે 'કહાનદાસ મંછારામ એન્જીનિયર સ્કોલરશિપ' ગુજરાતી

વિદ્યાર્થીઓમાં જે મેટ્રિકમાં સૌથી વધારે માર્ક મેળવી એન્જીનિયરિંગ કૉલેજમાં દાખલ થાય તેને અપાતી. તે મને મળી, તેથી હું સન ૧૮૮૩માં પૂનાની એન્જીનિયરિંગ કૉલેજમાં દાખલ થયો હતો, પરંતુ બે માસને અંતે એન્જીનિયરિંગનો અભ્યાસ મને ઠીક લાગ્યો નહિં અને બી. એ., એલએલ. બી. થઇ વકીલાત કરી હોય તો સારૂં એમ લાગવાથી મને મળેલી સ્કૉલરશિપ છોડી દઇને હું ઘેર પાછો આવ્યો અને સન ૧૮૮૩નું આખું વર્ષ કેવળ સંસ્કૃતના અભ્યાસમાં ગાળ્યું અને એ રીતે આર્ટ્સ કૉલેજ દાખલ થવા માટે લાયક થયો. સન ૧૮૮૪ની શરૂઆતમાં હું મુંબઇની એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયો અને ઐચ્છિક વિષયો તરીકે ઇતિહાસ અને અર્થશાસ્ત્ર લઇ સન ૧૮૮૬માં બી. એ. થયો, ત્યાર પછી બે વર્ષે એટલે સન ૧૮૮૮માં હું એલએલ. બી. થયો. પણ તે દરમ્યાન એક વર્ષ મુંબઇ એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલમાં ગુજરાતી શાખાના ૧૬મા શિક્ષક તરીકે સ્વાશ્રયી થવાની ઇચ્છાથી રૂ. ૫૦ના પગારથી નોકરી કરી હતી. સર મનુભાઇ મહેતા, ગુણાજીરાવ નિંબાળકર અને અબ્રાહમ કેહિમકર જેઓ મારી પેઠે વડોદરા રાજ્યની નોકરીમાં દાખલ થયા હતા અને મારા પરમ મિત્ર હતા તે એલ્ફિન્સ્ટન કૉલેજમાં મારા સહાધ્યાયીઓ

હતા. મારી કોલેજવિદ્યાર્થી તરીકેની કારકિર્દીમાં "The Origin and Progress of Novel Writing in England" એ વિષય પર સૌથી ઉત્તમ નિબંધ લખવા માટે મને "ગણુપત વીઠલ ધારના દીવાન પ્રાઇઝ" મળ્યું હતું. એ પછી બી. એ. થયા પછી જ્યારે હું એલએલ. બી. ની ટર્મ ભરતો હતો ત્યારે મુંબઇ યુનિવરસિટી તરફથી "The Work and Influence of Richard Cobden" એ વિષય પર સારામાં સારો નિબંધ લખવા માટે મને "હોમજી ખરસેદજી દાદી પ્રાઇઝ" મળ્યું હતું.

મહારાજા સાથે મુલાકાત.

તે વખતે પાટીદાર ( જમીનદાર ) વર્ગમાંથી બી. એ., એલએલ. બી. થનાર ગુજરાતમાં હું સૌથી પહેલો હતો. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ જેઓ આ ખાનદાન કોમની ઉચ્ચ ગણના કરે છે, તેઓશ્રીએ મારી કોલેજની સફળ કારકિર્દી જાણી મને વડોદરે મળવા બોલાવ્યો અને મકરપુરા રાજમહેલમાં મુલાકાત આપી. તેના પરિણામે તેઓશ્રીએ કૃપાવંત થઇ મને ન્યાયખાતામાં પ્રોબેશનર( પરીક્ષ્ય ઉમેદવાર ) તરીકે નીમવાની ઇચ્છા જણાવી. તેઓશ્રીની ઇચ્છાને મેં સહર્ષ વધાવી લીધી. આ પ્રમાણે વડોદરા રાજ્યની નોકરીમાં હું દાખલ થયો.

સન ૧૮૮૯ના જાન્યુઆરીની પહેલી તારીખે હું કોઠીના મકાનમાં દીવાન બહાદુર લક્ષ્મણ જગન્નાથ વૈદ્ય, જે તે વખતના દીવાન હતા, તેમને મળ્યો અને પ્રાઇવેટ સેક્રેટરી શ્રી. પેસ્તનજી દોરાબજી ખંડાલાવાળાએ મારી નિમણુક સંબંધી આપેલો હજૂર હુકમ તેમની પાસે રજુ કર્યો. દીવાન બહાદુર દેખાવમાં કડક અને ગંભીર લાગતા હોવા છતાં તેમણે મારા પ્રત્યે ઘણો સદ્‌ભાવ બતાવ્યો અને કહ્યું કે 'શ્રીમંત મહારાજા સાહેબે તમારા જેવા જમીનદાર વર્ગના કેળવાયેલા જુવાનને નોકરીમાં લીધા તેથી હું ઘણો ખુશી થયો છું. ન્યાયને બદલે તમારે જો મુલકીખાતામાં દાખલ થવું હશે તો હું તમારી ત્યાં પણ બદલી કરાવી આપીશ.' મેં કહ્યું: 'હું આપ નામદાર સાહેબનો ઘણો આભાર માનું છું પરંતુ હાલમાં તો ન્યાયખાતામાં જ રહી કામ શીખવાની મારી ઇચ્છા છે.' તેમણે મને હજૂર કચેરીમાં તે વખતના હજૂર આસિસ્ટંટ દી. બા. મણિભાઇ જશભાઇની પાસે કામ શીખવા મૂક્યો. તે વખતે હજૂર આસિસ્ટંટની જગ્યાનો દરજ્જો હાલની નાયબ દીવાનની જગ્યાના જેટલો ગણાતો. દી. બા. મણિભાઇએ પણ મારા પ્રત્યે ઘણો સદ્‌ભાવ બતાવ્યો. હું નડિયાદનો છું એમ જાણી ચરોતરના પાટીદારોમાં પહેલા બી. એ., એલએલ. બી. તરીકે તેમણે મને અભિનંદન આપ્યું.

દીવાન કચેરીમાં પ્રોબે-શનર.

નડિયાદ પ્રત્યે તેમને ઘણું માન હતું. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક, મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, હરીદાસ વિહારીદાસ દેસાઇ, બાળાશંકર ઉલ્લાસરામ, ગોવર્ધનરામ ત્રિપાઠી અને મણિલાલ નભુભાઇ દ્વિવેદી જેવા વિદ્વાન નરરત્નોની જન્મભૂમિ નડિયાદને તે સગૌરવ ચ્હાતા. તેમણે તેમના ન્યાયખાતાના આસિસ્ટંટ યશવંત વાસુદેવ આથવલે (બાપુસાહેબ) એમ. એ., એલએલ. બી. સાથે મારૂં ઓળખાણ કરાવ્યું અને છ માસમાં મને સર્વ કામકાજથી પરિચિત કરવા તેમને સૂચના કરી.

કામકાજનો અનુભવ.

તે વખતે રાજ્યમાં ટિપ્પણની પદ્ધતિ દાખલ થઇ ન હતી. હજૂર કચેરી અને ખાતાંના ઉપરી અધિકારીઓ વચ્ચે પત્રવ્યવહાર "યાદી"થી ચાલતો અને એવા પત્રવ્યવહાર ઉપરથી હજૂર કચેરીમાં ટુંકી નોંધ તૈયાર કરવામાં આવતી અને જો કામ દીવાન અધિકારનું હોય તો તે ઉપર ત્યાં હુકમ થતો, અને જો દીવાન અધિકાર બહારનું હોય તો અભિપ્રાય સાથે હજૂરમાં સાદર કરવામાં આવતું. તે વખતે ખાતાંના મુખ્ય અમલદારોના ઠરાવ ઉપર વિવાદ સાંભળવા હાલના જેવી હજૂર અદાલત અથવા વરિષ્ટ ન્યાયા-

ધીશીના ઠરાવ ઉપર વિવાદ સાંભળવા હાલના જેવી હજૂર ન્યાયસભા ન હતી. વરિષ્ઠ ન્યાયાધીશીના ઠરાવ ઉપરના તેમ જ ખાતાના મુખ્ય અધિકારીઓના ઠરાવ ઉપરના વિવાદ દીવાન અથવા તો હજૂર આસિસ્ટંટ પાસે ચાલતા. આ બંને પ્રકારનાં કામોમાં હકીકતની ટુંકી નોંધ કરવાનું અને લૉ રિપોર્ટોમાંથી આધારો શોધી કાઢી કામો રજૂ કરવાનું મને સોંપવામાં આવતું. તે વખતે સરકાર પાસે લેણા પડતા રૂપિયા સંબંધીનાં ઘણાં જૂનાં કામો નિકાલ થયા વિનાનાં પડી રહેલાં હતાં. તેમાં મહારાજા મલ્હારરાવ ગાયકવાડને ઝવેરાત વગેરે વેચેલું તે બાબતનું વડોદરાના એક ઝવેરીનું કામ લગભગ પંદર વરસથી ચાલતું હતું. એ એક જ કામના કાગળો એટલા બધા વધી ગયા હતા કે તેને માટે લગભગ એક મણ વજનનું એક જુદું દફતર બાંધવું પડયું હતું. આ કામ ઘણું જરૂરી હતું અને તેનો જેમ બને તેમ ઉતાવળથી નિકાલ કરવાનો હતો તેથી તેની ટુંકી નોંધ કરવાનું કામ મને સોંપવામાં આવ્યું. આ કામ મારે એક જ અઠવાડિયામાં જોઇને તેની ટુંકી નોંધ રજૂ કરવા મને આજ્ઞા થઈ. તેથી કચેરીમાં તથા ઘેર સતત મહેનત કરી, મેં તેટલા વખતમાં ટુંકી નોંધ તૈયાર કરી આપી. આથી દી. બા. મણિભાઈ તેમ જ રા. રા. આથવલે ઘણા ખુશી થયા. તે પછીથી મારે કરવાનાં કામોમાં મુખ્યત્વે કરીને ન્યાય-

ખાતાના વિવાદોને લગતા ફેંસલાના આધારો શોધી આપવાનું હતું. દી. બા. મણિભાઇએ મને રાજ્યનાં પાછલાં વાર્ષક નિવેદન તેમ જ આબકારી, અફીણ, મીઠું, અને બીજા રાજદ્વારી પ્રશ્નો સંબંધી ચાલેલા પત્રવ્યવહારનાં એકીકરણો, (જેને માટે મી. હીરજી પેસ્તનજી વાડિયાની સ્પેશ્યલ ઑફિસર તરીકે નિમણુક કરવામાં આવી હતી તે,) અને દીવાન ઑફિસમાં આવતાં જુદાં જુદાં ખાતાંનાં વાર્ષક નિવેદનો વાંચી જવા કહ્યું હતું. તે પ્રમાણે એ સઘળાં નિવેદનો હું વાંચતો અને એવાં નિવેદનોની સમાલોચના લખવામાં પણ મદદ કરતો. આથી પ્રોબેશનર તરીકે રાજ્યની સામાન્ય માહિતી મેળવવાની મને સારી તક મળી હતી અને જ્યારે રાજ્યનાં બીજાં ખાતાંમાં મારે કામ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે એ માહિતી મને ઘણી ઉપયોગી થઈ પડી હતી. તે વખત પછી થયેલા નિયમો તથા દાખલ થએલી પરીક્ષાઓનો લાભ હાલના પ્રોબેશનરોને મળે છે તે મને મળ્યો ન હતો, પણ હાલના પ્રોબેશનરો, તેમને હાલ મળતી વિશેષ સગવડો ઉપરાંત, રાજ્યનાં પાછલાં વાર્ષિક નિવેદનો, વસ્તીગણત્રીનાં નિવેદનો, સેટલમેન્ટ રિપોર્ટો, ગેઝેટિયર, ખેતીવાડી અને સહકારને લગતાં પુસ્તકો વગેરે વાંચે તો તેમને ઘણો લાભ થાય એમ હું માનું છું.

નોકરીમાં દાખલ થયા પછી થોડા વખતમાં મેં રાજ્યના મુખ્ય અમલદારોની મુલાકાત લીધી હતી. સર ન્યાયાધીશ ખરસેદજી થાણાવાળા, ન્યાયમૂર્તિ (પાછળથી સરન્યાયાધીશ) અંબાલાલ સાકરલાલ, સરસુબા આંગ્રે, કૉલેજના પ્રિન્સિપાલ અને અંગ્રેજી કેળવણી ખાતાના ઉપરી મી. ટેટ, સર્વે અને સેટલમેન્ટ કમિશનર મી. એચ. એ. એચ. ઈલીયટ, ચિફ ઈજનેર મી. રેનોલ્ડઝ, ચિફ મેડિકલ ઑફિસર ખાન બહાદુર ડૉ. શમસુદીન, દેશી કેળવણીખાતાના ડિરેક્ટર મી. (પછીથી રાવ બહાદુર) હરગોવિંદદાસ કાંટાવાળા, પોલીસ કમિશનર મી. કાઈટ, સુબા ત્રંબકરાય અને મ્યુનિસિપલ કમિશનર દીનશા તાલેયારખાન એ તે વખતે વડોદરામાં મુખ્ય અમલદારો હતા.

મુખ્ય અમલદારોની મુલાકાત.

દીવાન બહાદુર મણિભાઈ તથા ન્યાયમૂર્તિ અંબાલાલ સાકરલાલ તરફથી મને જે અમુલ ઉપદેશ મળ્યો હતો તે મેં મારા સરકારીજીવનમાં બને તેટલો ઉતારવા પ્રયત્ન કર્યો હતો. યુવાન અમલદારોને તે માર્ગદર્શક થઈ પડશે એમ ધારી તે અત્રે જણાવું છું. દી. બા. મણિભાઈ મને કહેતા કે "તમારો અભિપ્રાય પૂછવામાં આવે ત્યારે તમને જે ખરું લાગતું હોય તે

કેટલોક ઉત્તમ ઉપદેશ.

પ્રમાણે અભિપ્રાય આપવો. અમુક પ્રકારનો અભિપ્રાય ગમશે અગર અમુક પ્રકારનો નહિ ગમે એનો ખ્યાલ કરી અભિપ્રાય આપવો નહિ; અભિપ્રાય આપતી વખતે જાણે તમે ન્યાયાધીશ હો એવી રીતે અભિપ્રાય આપવો; તમારો અભિપ્રાય વિચારમા લઈ તમારા ઉપરી જે હુકમ કરે તે તમારા અભિપ્રાયથી વિરૂદ્ધ હોય તો પણ તેનો અમલ જાણે તમે ન્યાયાધીશીના નાજર હો તેવી રીતે પૂરેપુરો અને ખરા દિલથી કરવો ”

જ્યારે ન્યાયમૂર્તિ અબાલાલભાઇને હું પહેલવહેલો મળ્યો ત્યારે તેમણે કહ્યુ, “ગોવિંદભાઈ, એક જૂના અમલદાર તરીકે મારે તમને શિખામણની એક જ વાત કહેવાની છે બ્રિટિશ રાજ્યની પેઠે અહીં પણ કેટલાક માણસો એવા હોય છે કે જેઓ પોતાનો સ્વાર્થ સાધવા માટે અમલદારો સાથે પરિચય રાખવાનો ધધો લઈ બેસે છે. પહેલાનું કાંઈ પણ ઓળખાણ ન હોય તો પણ તેઓ શાકભાજી કે ફળફળાદિ લઇને મળવા આવે છે અને ‘ આ તો મારા ખેતરનુ અગર મારી વાડીનું છે ’ એમ કહી આપી જાય છે. કદાચ તેમને પૂછવામા આવે કે તમારે કચેરીમા કાંઈ કામ છે તો ના પાડશે અને કહેશે કે આ તો માત્ર આપના માનની ખાતર લઈ આવ્યો છું. કદાચ એ વાત ખરી પણ હોય. સરકારી નિયમ પ્રમાણે પણ આવી નજીવી ભેટો

સ્વીકારવાનો કંઈ પ્રતિબંધ નથી. પરંતુ મારી તો તમને એ જ સલાહ છે કે આવી જાતની ભેટો મક્કમપણે પણ વિવેકથી લેવા ના પાડવી. સેંકડે નવાણું ટકા જેટલા લોકો કેવળ માનવૃત્તિથી નહિ પરંતુ અમલદારની ઓળખાણ ભવિષ્યમાં જ્યારે પોતાનું કે પોતાના સગાસંબંધીનું કાંઈ કામ હોય ત્યારે ઉપયોગી થઈ પડશે એ વૃત્તિથી જ આવી ભેટો લઈ મળવા આવે છે પરંતુ આપણા અંગત મિત્રો કે ખાસ સંબંધીઓ કે જેમના પ્રમાણિકપણા વિષે આપણી ખાત્રી હોય, અને જે આપણે નોકરીમાં ન હોઇએ ત્યારે પણ આપણા પ્રત્યે સદ્ભાવ રાખે એવા હોય, તેમના પાસેથી કોઈ પ્રસંગે આવી વસ્તુઓ લેવામાં હરકત નથી."

મુનસફ તરીકે નિમણૂક.

સન ૧૮૮૯ના સપ્ટેંબર માસમાં સર ન્યાયાધીશે દીવાનને નિવેદન કર્યું કે સિદ્ધપુરના મુનસફ બે માસની હક્ક રજા પર જતા હોવાથી જગો ખાલી પડશે માટે મારી પ્રોબેશનર તરીકેની મુદત પૂરી થઈ હોય તો મને ત્યાં નિમવો. દી. બા. મણિભાઈ જશભાઈ તે દરખાસ્ત સાથે સંમત થયા, તેથી સિદ્ધપુર મુનસફ તરીકે મારી કામચલાઉ નિમણૂક થઇ; અને પ્રોબેશનર તરીકેની મારી મુદતનો આ રીતે અંત આવ્યો.

વડોદરા નવું અને જૂનું.

હું નોકરીમાં દાખલ થયો તે વખતે જે વડોદરા હતું તેમાં હવે ઘણો ફેરફાર થઇ ગયો છે. છેલ્લાં ચાળીસ વર્ષમાં અજાયબ થવા જેવા ઘણા ફેરફાર થઇ ગયા છે. વડોદરા શહેરમાં પહેલાં હાલના જેવા મહોળા અને સારા રસ્તા ન હતા; પોળ અને ગલીઓમાં ગંદકી ઘણી રહેતી; પાણીના નળ, વીજળીની બત્તી, મેલું પાણી વહી જવા માટે ગટરો, માર્કેટ, જ્યુબિલી બાગ વગેરે કાંઇ જ ન હતું; અને હાલ છે તેટલી બધી કચેરીઓ અને તેને માટે સુંદર અને સવડ ભરેલાં મકાનો પણ ન હતાં. જૂના અમલદારો વધારે મહેનતુ હતા પણ પોતાના દેખાવ તથા પોશાકની ટાપટીપ તરફ હાલના અમલદારો કરતાં કમી-લક્ષ આપતા. પહેલાં હાલની પેઠે બધે ઠેકાણે રેલવેની તથા મુસાફરી બંગલાની સવડ ન હતી, તેથી ઘોડા પર ઘણી મુસાફરી કરવી પડતી, પણ હાલ ગાડી અને મોટરની સવડ થતી હોવાથી ઘોડેસ્વારી ભાગ્યે જ થાય છે. સાંસારિક રીતભાતમાં પણ ઘણો ફેરફાર થઈ ગયો છે. પહેલાં બ્રાહ્મણો બીજી કોમો સાથે એક જાજમ કે સેત્રંજી પર બેસી ચહા પણ પીતા નહિ, તો પછી સાથે જમવાની તો વાત જ શી? કેળવણીનો પ્રચાર થવાથી તથા યુરોપ જઈ આવેલાના દાખલાથી જૂની અગવડ ભરેલી અને બિનજરૂરી સાંસારિક બાબતોમાં ધીમે ધીમે ઘણો ફેરફાર થઇ ગયો છે. હવે પાઘડીલુગડાં પહેરીને

હિન્દુ, મુસલમાન, પારસી અને યુરોપીયન એ બધી કોમો એક ટેબલે અગર પંગતે સાથે બેસીને જમી શકે છે અને તે બાબત કોઇ કંઇ ટીકા કરતું નથી. સ્ત્રીઓને પણ હવે પડદામાં રહેવાની જરૂર રહી નથી. તેઓ છૂટથી ખુલ્લી રીતે ગાડીમાં બેસીને અગર પગે ચાલીને હવા ખાવા જઇ શકે છે અને મેળાવડામાં પુરુષો સાથે છૂટથી ભળી શકે છે. જેણે વડોદરા ૧૮૭૫માં અગર છેવટ ૧૮૮૯માં જોયું હોય તે આજે ફરીથી આવીને જુએ તો તેને તેમાં ઘણો ફેરફાર થયેલો માલુમ પડશે અને કદાચ શંકા પણ આવશે કે આ તે વડોદરા કે બીજી કોઇ જગ્યા !



## પ્રકરણ ૨

### નોકરીની તપસીલ

જુદા જુદા ખાતાંમા નોકરી

ન્યાયખાતા માટે મને નોકરીમાં લીધેલો હોવા છતાં શ્રીમંત સરકાર મહારાજા સાહેબે કૃપાવંત થઇ રાજ્યનાં લગભગ બધાં જ ખાતાંમાં કામ કરવાની મને તક આપી હતી. પબ્લિક વર્કસ, મેડિકલ, કેળવણી, હિસાબી અને મિલિટરી ખાતાંમાં મેં પ્રત્યક્ષ કામ કર્યું ન હતું, તો પણ તપાસણી અમલદાર અગર નાયબ દીવાન તરીકે એ ખાતાંનું કામ પણ જોવાનો મારે પ્રસંગ આવ્યો હતો. જુદાં જુદાં ખાતાંમાં કરેલી નોકરીની તપસીલ મારી સર્વિસ બૂકમાંથી તારવી કાઢવામાં આવી છે તે આ પ્રમાણે છેઃ—

| જગ્યા. | સમય. | |
|---|---|---|
| | તારીખથી | તારીખસુધી. |
| પ્રોબેશનર | ૧-૧-૮૯ | ૨૭-૧૦-૮ |
| **ન્યાયખાતું.** મુનસફ, મેજીસ્ટ્રેટ, નાયબ પ્રાંત ન્યાયાધીશ, જોડીદાર પ્રાંત ન્યાયાધીશ અને પ્રાંત ન્યાયાધીશ | ૨૮-૧૦-૮૯ | ૨૮-૨-૧૯૦૧ |
| **સ્પેશ્યલ ડ્યુટી.** ( એજ્યુકેશન કમિશનનો સભાસદ ) | ૬-૭-૯૨ | ૩૧-૧૨-૯૨ |
| પોલીસ કમિશનર અને ઇન્સ્પેક્ટર જનરલ ઓફ પ્રિઝન્સ | ૧-૩-૧૯૦૧ | ૬-૧-૧૯૧૦ |
| સ્પેશ્યલ ડ્યુટી. (વડોદરા પ્રાંત ન્યાયાધીશ.) | ૧-૮-૦૮ | ૩૦-૯-૦૮ |

| જગ્યા. | સમય. | |
|---|---|---|
| | તારીખથી. | તારીખ સુધી |
| હજુર ઇન્સ્પેક્ટિંગ ઑફિસર | ૧૭-૧૧-૦૮ | ૨૮-૨-૦૯ |
| ન્યાયમંત્રી અને ન્યાયાધીશ, વરિષ્ઠ ન્યાયાધીશી | ૧-૩-૦૯ | ૧-૬-૦૯ |
| નવસારી સુબા | ૭-૧-૧૦ | ૩૦-૪-૧૦ |
| સેન્સસ સુપરિન્ટેન્ડેન્ટ | ૧-૫-૧૦ | ૨૯-૨-૧૨ |
| સ્પેશ્યલ ડ્યુટી. ( નાયબ દીવાન, ન્યાયમંત્રી અને કારોબારી કાઉન્સિલનો સભાસદ ) | ૭-૫-૧૦ | ૫-૬-૧૦ |
| અમરેલી પ્રાંત સુબા | ૧-૩-૧૨ | ૧૧-૪-૧૨ |
| કડી પ્રાંત સુબા | ૧૨-૪-૧૨ | ૭-૮-૧૫ |
| નવસારી પ્રાંત સુબા | ૮-૮-૧૫ | ૪-૫-૧૬ |

## પ્રકરણ ૩

### ન્યાયખાતું

શ્રીમંત મહારાજા સયાજીરાવ ૩જા, ગાદીએ બેઠા પછી બ્રિટિશ રાજ્યમાં ચાલતી પદ્ધતિ અનુસાર વડોદરામાં ન્યાયખાતાની નવી યોજના કરવામાં આવી હતી. મહારાજા ખંડેરાવના સમયમાં વહીવટદારો જેવા મુલકી અમલદારોને દીવાની અધિકારો હતા પરંતુ નવા અમલમાં તે લઇ લેવામાં આવ્યા હતા. દીવાની કામો માટે પ્રત્યેક મહાલમાં એક અને નાના મહાલો હોય ત્યાં બેત્રણ મહાલો વચ્ચે એક, એ પ્રમાણે મુનસફ કચેરીઓ સ્થાપવામાં આવી હતી. વહીવટદારો ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૨ સુધીનું કામ

ન્યાયખાતાની નવી યોજના.

'મહાલ ફોજદારી ન્યાયાધીશ' એ હુદ્દાથી અને નાયબ સુબાઓ તેમના વિભાગનાં પહેલા વર્ગનાં ફોજદારી કામો "ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧" ના હુદ્દાથી ચલાવતા. મુનસફના અધિકાર બહારના દીવાની અવલ દાવા, મુનસફના દીવાની ઠરાવ ઉપરના વિવાદ, સેશનનાં કામો અને ફોજદારી ન્યાયાધીશોના ઠરાવ ઉપરના ફોજદારી વિવાદો વગેરેના નિકાલ માટે દરેક પ્રાંતમાં એકએક પ્રાંત ન્યાયાધીશી સ્થાપવામાં આવી હતી. પ્રાંત ન્યાયાધીશીઓ ઉપર આખા રાજ્ય માટે વરિષ્ટ ન્યાયાધીશી (હાઈકોર્ટ) સ્થાપવામાં આવી હતી તેમાં પ્રાંત ન્યાયાધીશીના ઠરાવ ઉપરના વિવાદનો નિકાલ કરવામાં આવતો, અને વરિષ્ટ ન્યાયાધીશીના ઠરાવો ઉપર સૌથી છેલ્લો વિવાદ હજૂર પાસે ચાલતો.

કારોબારી અને ન્યાયખાતાનું કામ જુદું પાડ્યું.

આ પ્રમાણે ન્યાયખાતાનું નવીન ધોરણ ઠર્યું હતું પરંતુ વખત જતાં મહાલ અને વિભાગના મુલકી અમલદારોની ફોજદારી કામ ચલાવવાની વ્યવસ્થા શ્રીમંત મહારાજા સાહેબને ખામી ભરેલી લાગી. સૌથી પ્રથમ તો મુલકી અમલદારોને પોતાના મુલકી કામમાં એટલું બધું રોકાવું પડતું કે મુલકી તેમ જ ન્યાયને લગતાં કામમાં જેવું અને જેટલું ધ્યાન આપવું જોઇએ તેટલું આપી

શકતા નહિ. વળી કારોબારી કામ કરનાર અમલદારને ન્યાયનું કામ સોંપવું એ પણ વ્યાજબી ગણાય નહિ. આ સઘળી વસ્તુસ્થિતિનો કાળજીપૂર્વક વિચાર કર્યો પછી શ્રીમંત મહારાજા સાહેબ ન્યાય અને કારોબારી એ બન્ને ખાતાં જુદાં પાડવા જ જોઇએ એવા ચોક્કસ નિર્ણય ઉપર આવ્યા; કારણ કે જે અમલદાર વસ્તુતઃ ફોજદારી કામ ચલાવનાર હોય તે જ અમલદાર ન્યાયાધીશ તરીકે હોવો જોઈએ નહિ. એમ છતા શ્રીમંતની ઇચ્છા એકાએક મોટો ફેરફાર કરવાની ન હતી. તેથી પ્રથમ એમ ઠરાવ્યું કે પોણા ભાગનાં ફોજદારી કામો મુનસફોએ ચલાવવાં અને બાકીના પા ભાગનાં વહીવટદાર અને નાયબ સુબાઓ ચલાવવાં. થોડા વખતના અનુભવથી એમ જણાયું કે બાકીનાં કામો પણ મુનસફ ચલાવે એ જ હિતાવહ છે. આથી ન્યાય અને કારોબારી એ બન્ને પ્રકારનાં કામોને ૧૯૦૬માં સંપૂર્ણ રીતે જુદાં પાડવામાં આવ્યાં અને જરૂર પ્રમાણે વધારાની મુનસફ કચેરીઓ ઉઘાડવામા આવી. અત્યારે પણ ફોજદારી અને દીવાની કામોનો નિકાલ જે તે મહાલની મુનસફ કચેરીમાં જ થાય છે અને મુલકી અમલદારો જમીનમહેસુલ, લોકસુધારણા અને કારોબારી કામને લગતા પ્રશ્નોના નિકાલ કરવામાં પોતાનો બધો વખત આપી શકે છે.

લોકોને ન્યાયના કામમાં રસ લેતા કરવા માટે અને પુરાવાની તુલના કરવામાં ન્યાયાધીશને મદદ કરવા માટે શ્રીમંત મહારાજા સાહેબે સન

લોકનિયુક્ત ન્યાયની સંસ્થાઓ.

૧૯૦૩માં સેશન કોર્ટનાં કામોમાં 'એસેસર' અને પંચોની સહાય લેવાની પ્રથા દાખલ કરી; અને લોકોને ઘેર બેઠાં અને વગર ખર્ચે ન્યાય મળે એ હેતુથી રૂ. ૧૦૦) સુધીના દાવાનાં કામો માટે ગ્રામ્ય ન્યાયાધીશીઓ સ્થાપવામાં આવી; ગામના મુખીને ખેતરની પેદાશની ચોરી, હલકી વ્યથા એ વગેરે જૂજ પ્રકારના ગુનાનાં કામો ચલાવવાના અને રૂ. ૫) સુધી દંડ કરવાની અથવા ચોરામાં ૪૮ કલાક કેદ રાખવાની શિક્ષા કરવાના અધિકાર આપવામાં આવ્યા. રૂ. ૧૦૦ સુધીના કામમાં માંહોમાંહે સમજૂત થઇ જાય તેટલા માટે મધ્યસ્થ પંચ ( સમાધાનકારો ) એ નામની નવીન સંસ્થાની સ્થાપના કરવામાં આવી. આ વગેરે લોકનિયુક્ત સંસ્થામાંથી ન્યાય સહેલાઇથી અને વિના ખર્ચે મળી શકે છે અને અજ્ઞાન ખેડુતોનું ઘણું હિત જળવાય છે, પરંતુ ખેદની વાત એ છે કે આ ઉપયોગી સંસ્થાઓનો જેટલો લેવો જોઇએ તેટલો લાભ લોકો લેતા નથી. ગામ પંચાયત, મધ્યસ્થ પંચ વગેરે લોકનિયુક્ત સંસ્થાઓ પાસે નિકાલ માટે આવતાં કામોની સંખ્યા પ્રતિવર્ષ ઘટતી જાય છે, એ બતાવી આપે

છે કે લોકો આ સંસ્થાઓનો આશ્રય લેવા કરતાં સરકારી કચેરીઓમાં જવાનું વધારે પસંદ કરે છે.

ખરશેદજી શેઠ સરન્યાયાધીશની જગ્યા ઉપરથી સન ૧૮૯૧માં વાનપ્રસ્થ થયા પછી તેમની જગાએ દી. બા. અંબાલાલભાઇ નિમાયા હતા.

મારા વખતના સરન્યાયાધીશો.

એક બાહોશ, વિદ્વાન અને સર્વ રીતે પ્રમાણિક ન્યાયાધીશ તરીકે અંબાલાલભાઇના નામનું હજીપણ વડોદરામાં સ્મરણ થાય છે. તેઓ અંગ્રેજ સરકારની નોકરીમાં હતા ત્યાંથી માગણી કરીને તેમને વડોદરે લાવવામાં આવ્યા હતા અને પંચાવન વર્ષની ઉમ્મર પૂરી થતા જ તે નિવૃત્ત થયા હતા. તેમને વધારે મુદત નોકરીમાં રાખવા શ્રીમંત મહારાજા સાહેબની ઇચ્છા હતી અને રહ્યા હોત તો દીવાન તરીકે પણ કદાચ નિમાયા હોત. પણ તેમણે નિવૃત્ત થવાનું પસંદ કર્યું, તેથી સન ૧૮૯૮માં તેમની જગાએ કેરશાસ્પજી શેઠ સરન્યાયાધીશ નિમાયા અને ૧૯૦૪માં દીવાન નિમાયા ત્યા સુધી તે જગા પર રહ્યા હતા. વડોદરાના સરન્યાયાધીશો પૈકી દીવાનપદે પહોંચવામાં તે પહેલા હતા.

સિદ્ધપુર મુનસફ તરીકેની મારી નિમણુકની મુદત પૂરી થઇ ત્યાર પછી મારી નિમણુક વડોદરા સિટી મદદ

મુનસફ.

મુનસફ તરીકે થઇ. કામનો ભરાવો થયેલો હોવાથી તેના નિકાલ માટે આ વધારાની ન્યાયાધીશી હંગામી તરીકે ઉઘાડવામાં આવી હતી. બાકી કામ પૂરું થયા પછી મારી બદલી અનુક્રમે નવસારી, દહેગામ અને વિસનગર મુનસફ તરીકે થઇ હતી અને એ ન્યાયાધીશીઓમાં પણ ચઢી ગયેલાં કામોનો મેં ઉતાવળે નિકાલ કર્યો હતો.

ઝડપથી કામ કરનાર.

કામનો ઝડપથી નિકાલ કરનાર તરીકે થોડા વખતમાં હું ખાતામાં જાણીતો થયો તેથી જ્યાંજ્યાં કામ ચઢી ગયેલું હોય ત્યાંત્યાં મને મોકલવામાં આવતો. કામના ઉકેલની બે મુખ્ય ચાવી છેઃ કચેરીમાં નિયમિત વખતે હાજરી અને કામ જાતે જોવાની ટેવ. આથી કારકૂનોને માથે કામનું ભારણ વધતું નથી અને કામની નિયમિતતા સચવાય છે. તે વખતે ઘણાખરા મુનસફો તેમ જ અમલદારો કચેરીમાં લગભગ એક વાગે આવતા. હું બરોબર સાડા અગિયારે હાજર થતો અને જ્યાં સુધી તે દિવસની જંત્રી (બોર્ડ) પર ચઢાવેલાં કામોનો નિકાલ થાય નહિ ત્યાં સુધી ઉઠતો નહિ. દરરોજ જેટલાં કામો ચલાવી શકાય તેટલાં જ જંત્રીમાં દાખલ કરાવતો તેથી કોઇ કામ ન ચલાવી શકાયાના કારણે મુલતવી રાખવાનો પ્રસંગ ભાગ્યે જ આવતો. સાક્ષીઓ

પણ હું તપાસી શકું તેટલા જ બોલાવવામાં આવતા તેથી કોઈને પાછા જવાનો પ્રસંગ આવતો નહિ. લોકો પોતાની ખેતી, દુકાન, ધંધો વગેરે કામ છોડી સાક્ષી આપવા આવે છે, તેમને ફેરા પાડવાથી તેમનું કેટલુંબધું નુકસાન થાય છે, તેમ પક્ષકારો ઉપર ખર્ચનો બોજો પણ કેટલોબધો વધી જાય છે એ વાત ધ્યાનમાં લઈ ન્યાયાધીશીએ બોલાવેલા શાહેદો હાજર થયા હોય તે જ દિવસે તપાસવા જોઇએ. પ્રતિવાદી ઉપર આવાહનપત્ર બજેલાં ન હોય તેવાં નહિ ચાલવા જેવાં કામ, અને કરારદાદ, રાજીનામાં વગેરે સંબંધી બીજાં ઔપચારિક કામ સૌથી પ્રથમ લેવામાં આવતાં અને તેમની વ્યવસ્થા થયા પછી જ તકરારી કામોની સુનાવણી શરૂ થતી, એટલે લોકોને નકામા ખોટી થવાનો પ્રસંગ આવતો નહિ. જેનો ફેંસલો આપવાને વિશેષ વિચાર કરવાની જરૂર લાગે તે સિવાયનાં બધાં કામોના ફેંસલા સાધારણ રીતે સુનાવણી પૂરી થયા પછી તરત જ આપવામાં આવતા.

નાયબ પ્રાંત ન્યાયાધીશ.

આ પ્રમાણે પાંચ વર્ષ મુનસફ તરીકે અને એક વર્ષ વડોદરા શહેર મુખ્ય ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧ તરીકે કામ કર્યા પછી મને મારા સારા કામનો બદલો મળ્યો. મારા કરતાં બીજા જૂના મુનસફો હતા તો પણ મને વધારે લાયક ગણી, તેમને ટાળીને મને નાયબ પ્રાંત

ન્યાયાધીશ (આસિસ્ટંટ જડજ) તરીકે નીમવામાં આવ્યો. મારાથી જૂના મુનસફોમાં ઘણાખરા એલએલ. બી. નહિ થયેલા એવા કલ્યાણ, થાણા અને ભીવંડી તરફથી પોતાની સાથે લાવી સરન્યાયાધીશ ખરશેદજીએ મુનસફ તરીકે નીમેલા વકીલો હતા. વડોદરાના સરન્યાયાધીશ તરીકે નિમાતા પહેલાં ખરશેદજી શેઠ થાણામાં ફર્સ્ટ ક્લાસ સબજડજ હતા. નાયબ પ્રાંત ન્યાયાધીશ તરીકે મારે તો ફક્ત દીવાની વિવાદો જ સાંભળવાના હતા પરંતુ પ્રસંગોપાત જ્યારે પ્રાંત ફોજદારી ન્યાયાધીશીમાં કામો વધી જતાં ત્યારે મારી પાસે સેશનના મુકદ્દમા પણ ચલાવવાને માટે મોકલવામાં આવતા.

-

લાંચીઓ મુનસફ.

વડોદરા નાયબ પ્રાંત ન્યાયાધીશ તરીકે મુનસફોના ફેંસલા ઉપર થતા વિવાદો હું સાંભળતો ત્યારે મને એમ માલૂમ પડયું કે તે વખતનો વડોદરા તાલુકાનો મુનસફ સાક્ષીની સરતપાસ, ઉલટતપાસ અને ફેરતપાસ પછી જુબાનીના કાગળમાં થોડીથોડી કોરી જગ્યા રાખે છે અને જે અગત્યના પૂરાવા પર હુકમનામું કરવાનું હોય તે પૂરાવો જીતેલા પક્ષના સાક્ષીઓની સરતપાસ, ઉલટતપાસ અને ફેરતપાસ નીચે એવી રીતે કોરી રાખેલી જગામાં પાછળથી વધારે છે. પ્રથમ તો મને તેમના શુદ્ધ વર્તન વિષે માત્ર શંકા લાગી પણ એવાં ઘણાં

કામો જોવામાં આવ્યા પછી મારી ખાત્રી થઇ કે જુબાની-
ઓનો આ ભાગ મુનસફે જેના પૈસા ખાધા હોય તેના
લાભમાં ઠરાવ કરવાને કોરી રાખેલી જગ્યામાં પાછળથી
વધારેલો હોવો જોઇએ, કારણ કે એવા વધારા ઉપર
ફેંસલાનો મુખ્ય આધાર રખાતો અને તેની
શાહીના રંગમાં અને જુબાનીના બીજા લખાણુની
શાહીમાં પણ ચોકખો તફાવત માલૂમ પડતો. મારા
મનમાં ખાત્રી થયા પછી આ ગેરવર્તન ખુલ્લું
પાડવાનો મેં નિશ્ચય કર્યો. એક કામમાં તો જુબાનીમાં
વધારેલા ભાગની શાહીનો રંગ બીજા ભાગની શાહીના
રંગથી તદ્દન જુદો હોવાનું એવી સ્પષ્ટ રીતે જણાતું કે
ચાલતે કામે એ મજકૂર લખ્યો હોય એમ માની શકાય
નહિ. તે કામમાં ખુલ્લી રીતે તપાસ કરવાના નિશ્ચય
ઉપર હું આવ્યો, તેથી વિવાદીના વકીલ ગોળે એ નામના
એક શુદ્ધ વર્તનવાળા અને ખરાબોલા દક્ષણી ગૃહસ્થ
હતા, તેમને મેં પૂછ્યું કે "જુબાનીઓનો કેટલોક
અગત્યનો ભાગ જેની ઉપર મુનસફે ફેંસલો કરવામાં
ખાસ આધાર રાખ્યો છે તેની શાહીનો રંગ જુબાનીના
બીજા ભાગની શાહીના રંગથી જુદો પડતો તમને નથી
દેખાતો ?" વકીલ ગોળેએ કહ્યું કે "હા, સાહેબ, જુદો
પડે છે, કારણ કે સામા પક્ષ તરફથી પૈસા મળેલા હોવાથી
તેને લાભ કરવા એ મજકૂર મુનસફે પાછળથી વધારેલો છે

અને આ કામમાં મારી એ જ મુખ્ય તકરાર છે. એમ કહી તેમણે પોતાની પાસે ચાલતે કામે લીધેલી ત્રણ નકલો હતી તે રજૂ કરી અને કહ્યું કે જે ભાગ પાછળથી વધારેલો હોવાનું હું કહું છું તે આ નકલોમાં નથી. તે નકલો તપાસી જોતાં તે ન્યાયાધીશીના શિક્ષાવાળી અને ખરાપણાના શેરાવાળી અને ન્યાયાધીશીના કારકૂને કરેલી હતી. જે ભાગ તેમાં નહોતો તે પાછળથી વધારેલો હોવો જોઇએ એમ એ નકલો ઉપરથી જ પુરવાર થતું હતું. નકલ કરનારની જુબાની લઇ તથા બીજી તપાસ કરી મેં મુનસફની ગેરવર્તણૂકનું નિવેદન પ્રાંત ન્યાયાધીશ મારફત વરિષ્ઠ ન્યાયાધીશીમાં મોકલ્યું અને તેને બરતરફ કરવા અભિપ્રાય આપ્યો. મુનસફના ગેરવર્તનનો પુરાવો એટલો બધો સબળ હતો કે આખરે મારી ભલામણ સ્વીકારી મહારાજા સાહેબે તેને નોકરીમાંથી કમી કર્યો અને તેની નાલાયકી બહાર પાડવા માટે મને ધન્યવાદ આપ્યો. આ વખતે મેં શ્રીમંત મહારાજા સાહેબને કહ્યું હતું કે "મહારાજ, ઘઉંમાં 'કાંકરા હોય પણ કાંકરામાં ઘઉં ન હોય. એલએલ. બી. થયેલા ગ્રેજ્યુએટોમાં કદાચ કોઇ રુશવતખોર હોય પણ એલએલ. બી. નહિ એવા જૂના જમાનાના વકીલમાંથી થએલા મુનસફોમાં ભાગ્યે જ કોઇ ચોકખો હોય. માટે મારી વિનંતિ છે કે હવે પછી ન્યાયખાતામાં માત્ર એલએલ. બી. જ રાખવા

અને તેવી લાયકી વગરના જૂના લોકોને પ્રસંગ જોઇ કમી કરવા.” મારી આ નમ્ર સૂચના શ્રીમંતને ગમી હતી; કારણ કે ઉપર જણાવેલા એલએલ. બી. નહિ એવા મુનસફના ગેરવર્તનનો દાખલો તેમના મનમાં તાજો જ હતો. આ પછી એવા મુનસફ કમી થતા જઇ નવા તરીકે એલએલ. બી. નિમાવા લાગ્યા.

બૅરિસ્ટરે કરેલી પ્રશંસા.

હું નાયબ પ્રાંત ન્યાયાધીશ હતો તે વખતે અમરેલી પ્રાંતની એક છોકરીનું અપહરણ કરવાના ગુનાના એક મુકદ્દમામાં સ્થાનિક અમલદારો આરોપીનો પક્ષ કરી તેને બચાવવા તજવીજ કરે છે એવી ફરિયાદ થવાથી વરિષ્ટ ન્યાયાધીશીએ તે મુકદ્દમો અમરેલીથી વડોદરે વર્ગફેર કર્યો હતો, અને તે કારણથી તે મુકદ્દમો ઘણી પ્રસિદ્ધિમાં આવ્યો હતો અને તેની હકીકતથી લોકોમાં ઘણો ખળભળાટ થયો હતો. મુંબઇના બૅરિસ્ટર મી૦ એફ. એસ. તાલેયારખાન ( જે પાછળથી મુંબઇ હાઇકોર્ટના ન્યાયાધીશ નિમાયા હતા તે ) આરોપીના બચાવ માટે આવ્યા હતા. સરકાર તરફે સરકારી વકીલે કામ ચલાવ્યું હતું. એક દેશી રાજ્યની ન્યાયાધીશીની નિયમિતતા, ચોકસાઇ અને ગંભીર પણ સત્ય વર્તનથી મી૦ તાલેયારખાન એટલા બધા ખુશી થયા હતા કે મુકદ્દમો પૂરો થઇ ઠરાવ અપાયો કે તુરત પોતાની જગાએથી

ઉભા થઇ તેમણે મને અભિનંદન આપ્યું, અને નિખાલસપણે જણાવ્યું કે અત્યાર સુધી મને એમ લાગતું હતું કે બ્રિટિશ રાજ્યની ન્યાયઅદાલતો અને દેશી રાજ્યની ન્યાયઅદાલતો વચ્ચે ઘણો તફાવત હશે, પણ આ ન્યાયાધીશીમાં ચાલેલા કામથી જે જોવામાં આવ્યુ તેથી મારો મત ફેરવાયો છે. મને હવે ચોક્કસ રીતે એમ લાગે છે કે વડોદરાની સેશન કોર્ટ મુંબઈ ઇલાકાની એવી કોર્ટ કરતાં કોઇ રીતે ઉતરતી નહિ, પણ કદાચ ચડિયાતી છે.

પ્રાંત ન્યાયાધીશ.

ચાર વરસ સુધી નાયબ પ્રાંત ન્યાયાધીશ તરીકે કામ કર્યા પછી મને જોડીદાર પ્રાંત ન્યાયાધીશ અને ત્યાર પછી પ્રાંત ન્યાયાધીશ તરીકે કડી પ્રાતમાં નીમવામાં આવ્યો હતો. તે વખતે કડી પ્રાંતનું ન્યાયખાતાનું મુખ્ય સ્થળ ( સદર સ્ટેશન ) વિસનગર હતું. અહીં પણ સેશનના કામો ઘણા વધી ગયાં હતાં. પરંતુ મારા મિત્ર અને તે વખતના ત્યાંના નાયબ પ્રાત ન્યાયાધીશ રા. રા સારાભાઇ મજમુદારના સુંદર સહકારથી થોડા વખતમાં કામ ચાલુ પર લાવી મૂકવામાં આવ્યું હતુ.

ન્યાયખાતાનો અનુભવ જળવાઇ રહ્યો

આ પછી લગભગ ૧૯ વર્ષ મેં વસ્તુત. પોલીસ અને મુલકીખાતામા કામ કર્યું હતું. પરંતુ મારો ન્યાયખાતાનો અનુભવ જળવાઈ રહે એ હેતુથી

મને વખતોવખત તેવાં કામ પર ખાસ રીતે મૂકવામાં આવતો. હું પોલીસ કમિશનર હતો તે દરમ્યાન સન ૧૯૦૫માં મને હજૂર ન્યાયસભાના સભાસદ તરીકે નીમવામાં આવ્યો હતો. આ સભામાં શ્રીમંત પાસે રજૂ થવાનાં વિવાદનાં કામો સાંભળવામાં આવતાં. ૧૯૨૦ની સાલમાં મારી નિમણુક સરન્યાયાધીશ ( ચિફ્ જસ્ટિસ ) તરીકે થઇ ત્યાં સુધી આ હુકમની રૂએ હજૂર ન્યાયસભાના સભાસદ તરીકે મેં કામ કર્યું હતું. દરમ્યાન સન ૧૯૦૮–૦૯માં હું ન્યાયમંત્રી અને વરિષ્ટ ન્યાયાધીશીના ચોથા ન્યાયાધીશ તરીકે થોડો વખત નિમાયો હતો, અને સન ૧૯૧૭–૧૮માં મને ફરીથી ન્યાયમંત્રી તરીકે નીમવામાં આવ્યો હતો.

સરન્યાયાધીશ.

સન ૧૯૨૦ના એપ્રિલની શરૂઆતમાં મેં પ્રાઇસ કંટ્રોલર તરીકેનું મારૂં કામ પૂરું કર્યું તે વખતે સરન્યાયાધીશની જગ્યા ઉપર રા. રા. રામચંદ્ર હરી ગોખલે હતા. તેમને વાનપ્રસ્થ થવાનું હોવાથી એ જગ્યા એપ્રિલ માસની આખરમાં ખાલી પડવાની હતી. એ જગ્યાનું કામ કરવાની મારી લાયકી ઉપર ભરોંસો હોવાથી શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઇ તે જગ્યા ઉપર મારી નિમણૂક કરી અને તેથી તા. ૨૬–૪–૧૯૨૦ના રોજ મેં સરન્યાયાધીશની જગ્યાનો હવાલો લીધો. એ

પ્રમાણે બનવાથી ન્યાયખાતાની નિસરણીના સૌથી નીચા પગથિયાથી શરૂઆત કરી સૌથી ઉંચા પગથિયા સુધી પહોંચવા હું ભાગ્યશાળી થયો હતો.

બાકીના કામનો નિકાલ વરિષ્ટ ન્યાયાધીશીમા.

તે વખતે વડોદરા વરિષ્ટ ન્યાયાધીશીમાં એક સરન્યાયાધીશ અને બે ન્યાયાધીશો કાયમના હતા. પરંતુ દીવાની વિવાદનાં કામો વધી ગએલાં હોવાથી મારા પૂર્વગામી સરન્યાયાધીશે વાનપ્રસ્થ થતા પહેલાં એક વધારાના ન્યાયાધીશની છ માસ માટે સરકારમાં માગણી કરી હતી, પણ સરન્યાયાધીશની જગ્યાનો હવાલો લીધા પછી મને લાગ્યુ કે કામ કરવાની તથા લેવાની પદ્ધતિમાં ફેરફાર કરવાથી અને નિયમિત રીતે કામ કરવાથી વધુ મદદ વિના પણ કામ ચાલુ ઉપર લાવી શકાશે. તેથી મેં સરકારમાં નિવેદન કર્યું કે હાલ તરત વધારાનો ન્યાયાધીશ નીમવાની જરૂર નથી; કાયમના ત્રણ ન્યાયાધીશોથી કામ ચાલુ ઉપર લાવવા હું પ્રયત્ન કરીશ, અને જો કદાચ આગળ ઉપર જરૂર લાગશે તો વધારાના ન્યાયાધીશ માટે ફરીથી માગણી કરીશ માટે હાલ નિમણુક કરવી નહિ. તે વખતે બીજા અને ત્રીજા ન્યાયાધીશ અનુક્રમે દામુભાઇ મહેતા અને સારાભાઈ મજમુદાર જેવા કાબેલ, અને કાર્યકર ગૃહસ્થો હતા. તેમની

સહાયથી થોડા જ વખતમાં ચોથા ન્યાયાધીશની મદદ વિના જ ઘણાંખરાં પાછલાં કામોનો નિકાલ થઇ ગયો. એ પછી નિવૃત્તિ, ફેરફારી વગેરે કારણને લીધે જગ્યા ખાલી પડતાં ન્યાયાધીશ તરીકે મે. રા. રા. દાંડેકર, ધુરંધર અને કેહિમકર આવ્યા હતા અને લગભગ પાંચ વરસ સુધી હું સર ન્યાયાધીશ તરીકે રહ્યો તે બધો વખત તેમની સહાયથી વરિષ્ટ ન્યાયાધીશીમાં મેં કામ ચાલુ ઉપર જ રાખ્યુ હતું.

માત્ર વરિષ્ટ કોર્ટમા જ નહિ પણ તાબાની સઘળી ન્યાયાધીશીઓમાં કામ નિયમિત રીતે થાય અને ચાલુ ઉપર રહે તેને માટે વારંવાર સૂચનાઓ કરવામાં આવતી.

બીજી ન્યાયાધીશીઓમા

મારા વખતમાં પ્રાંત ન્યાયાધીશોમા રતનજી માસ્તર, મોતીલાલ છોટાલાલ દેશાઈ અને ડાહ્યાભાઈ નાયક, નાયબ પ્રાંત ન્યાયાધીશોમાં પાટકર, મીઠાભાઇ અને ઝાલા અને મુનસફોમાં ચતુરભાઇ પટેલ, મગનલાલ ઠક્કર અને પુરુષોતમદાસ દેસાઇ જેવા મહેનતુ અને લાયક કામ કરનાર અમલદારો હતા. એ સિવાય બીજા કેટલાક દેખરેખથી સારૂં કામ કરે એવા હતા પણ તે સિવાયનાને તો દર મહિને ઠપકારી સચેત કરવા પડતા. યોગ્ય જગ્યાએ યોગ્ય અમલદારની નિમણુક, કામનાં ત્રૈમાસિક તથા માસિકપત્રકોની બારીક તપાસણી અને જ્યાં

આવશ્યક હોય ત્યાં વધારાના માણુસની મદદ એ વગેરેથી પ્રાંત અને મહાલોમા કામ બને તેટલું `ચાલુ પર રખાવવામાં આવતું. સૂચના આપવા છતાં આળસ કરતા અમલદારોની ખાસ નોંધ લેવામાં આવતી અને તેમની બઢતી અટકાવવામાં આવતી અગર બીજી શિક્ષા કરવામાં આવતી. આનો એક જ દાખલો બસ થશે. વિજાપુર મહાલ ન્યાયાધીશીમાં વરસ ઉપરાંતનાં ઘણાં કામો બાકી ચાલતા હતાં, તેનો જેમ બને તેમ ઉતાવળે નિકાલ કરવાની સૂચના મુનસફને આપવામાં આવી હતી. પરંતુ નિયમિત કામ કરી ફેંસલાથી તેનો નિકાલ કરવાને બદલે મુનસફે તે સઘળા જૂનાં કામ ફાઇલથી દૂર કરી સાલ આખરે એક પણ જૂનુ કામ બાકીમાં નથી એમ પત્રકમા જણાવ્યું. તપાસ કરતાં એમ માલૂમ પડયું કે કામનો ખરેખર નિકાલ થયો નથી પણ તે ફરી ફાઇલ ઉપર લેવાનુ વકીલોને આશ્વાસન આપી તેમને ગેરહાજર રખાવી ફાઇલથી દૂર કર્યાં છે અને નવી સાલે ફરી ફાઇલ ઉપર લીધાં છે. મુનસફની તરકીબ પકડાઈ ગઇ અને પરિણામે તેમને રાજીનામું આપી નોકરીમાંથી છૂટા થવું પડયું. આ બનાવથી આખા ન્યાયખાતા પર ઘણી સારી અસર થઇ અને આવા પ્રકારની લબાડીઓ બંધ થવા ઉપરાંત કામના પણ બને તેટલી ઝડપથી નિકાલ થવા લાગ્યા.

મુંબઈના ચિફ જસ્ટિસની મુલાકાત.

સન ૧૯૨૨માં મુંબઈ હાઇકોર્ટના ચિફ જસ્ટિસ સર નોરમન મેકલાઉડ, કૉલેજ-વિદ્યાર્થીસંમેલનમાં પ્રમુખપદ લેવા વડોદરે આવ્યા હતા. તેમને વડોદરાની ન્યાયકોર્ટો જોવાની સહજ ઇચ્છા થઈ તેથી હું તેમને ન્યાયમંદિરમાં લઇ ગયો હતો. ફરતા ફરતા અમે વરિષ્ઠ ન્યાયાધીશીમાં આવ્યા ત્યારે ન્યાયાધીશ દાંડેકર અને સારાભાઈ આગળ હિંદુ-ધર્મશાસ્ત્ર તથા બીજા કાયદાના અગત્યના પ્રશ્નોવાળા વિવાદોની સુનાવણી થતી હતી, તે થોડો વખત બેસી સર નોરમને સાંભળી. વડોદરાની હાઇકોર્ટમાં મુંબઈ હાઇકોર્ટની પેઠે વકીલો ઇંગ્રેજીમાં દલીલ કરતા હતા તેમ જ માત્ર વડોદરા રાજ્યના તથા બ્રિટિશ ઇંડિયા લૉ રિપોર્ટોના જ નહિ પરંતુ આન્સરી અને ઇંગલાંડની બીજી ન્યાયાધીશીઓના ફેંસલાના રિપોર્ટોમાંથી પણ આધારો બતાવતા હતા તે જોઈ સર નોરમનને ઘણું આશ્ચર્ય લાગ્યું. જ્યારે તે ગાડીમાં બેસીને જવાની તૈયારીમાં હતા, ત્યારે મેં તેમને સહજ પૂછ્યું કે "અમારી વરિષ્ઠ ન્યાયાધીશી આપની હાઇકોર્ટને મુકાબલે કેવી લાગી." તેમણે સ્મિત કરીને કહ્યું. "મારા બંધુ, અમે મુંબઈમાં પૂરતા હવાઅજવાળા વિનાના અંધારા ઓરડામાં બેસીએ છીએ અને તમે અત્રે હવાઅજવાળાની પૂરી સગવડ-

વાળી જગ્યાએ બેસો છો, એટલો જ માત્ર તફાવત છે. બાકી તો મુંબઈની અને અહીંની વરિષ્ટ ન્યાયાધીશીમાં હું કોઇ પ્રકારનો તફાવત જોતો નથી.” ન્યાયમંદિર મોટા રાહદારી રસ્તા ઉપર આવેલુ હોવાથી તેમાં ઘોંઘાટ અને ગરબડ ઘણી થાય છે, એ વાત સર નોરમનના ધ્યાન ઉપર આવી તો હશે જ પણ કદાચ વિવેકની ખાતર તે સંબધે કંઇ નહિ બોલ્યા હોય!

ન્યાયખાતામા સુધારા.

સરન્યાયાધીશ તરીકેના મારા વખતમાં વરિષ્ઠ ન્યાયાધીશીમાં તેમ જ આખા ન્યાયખાતામાં ઘણા સુધારા કરવામાં આવ્યા હતા, તેમાંના થોડા અત્રે જણાવું છું. મહાલ અને પ્રાંત ન્યાયાધીશોના પગારની પાયરી સુધારીને પગાર વધારવામાં આવ્યા હતા. રૂા. ૫૦૦] સુધીની સ્થાવર મિલકતના વિવાદ પહેલાં વરિષ્ટ ન્યાયાધીશીનો એક જ ન્યાયાધીશ સાંભળતો, તે બંધ કરી બે ન્યાયાધીશની યુગલે સાંભળવાની પદ્ધતિ દાખલ કરવામા આવી હતી. તાબાની કચેરીઓમા પદ્ધતસર કામ ચાલી કામોનો વેળાસર નિકાલ થાય અને ચૂકો થતી અટકે એ હેતુથી વખતો-વખત વટહુકમો કાઢવામાં આવતા. તપાસણીમાં સામાન્ય રીતે જણાઈ આવેલી સર્વસાધારણ ખામીઓ અને અનિયમિતતાઓની યાદી કરી તે તરફ સર્વનુ

લક્ષ ખેંચવામાં આવતું અને એ રીતે બધે ઠેકાણે એકીવખતે ખામીઓ સુધારવા તાબડતોબ તજવીજ થતી. ન્યાય સંબંધી મહત્વના પ્રશ્નોની ચર્ચા માટે સમયાંતરે વડોદરામાં, તેમ જ પ્રાંતોમાં તપાસણી માટે ફરતી વખતે વકીલો અને અમલદારોનાં સમ્મેલન ( કૉન્ફરન્સ ) ભરવામાં આવતાં અને તેમાં પ્રતિષ્ઠિત ગૃહસ્થોને પણ બોલાવી કંઇ સૂચના કરવી હોય તો તે કરવા માટે તક આપવામાં આવતી.

બધા અમલદારો તથા વકીલોના ખાસ ધ્યાન પર લાવવામાં આવ્યું હતું કે અનાવશ્યક મુદતો પાડી કામ લંબાવવાં નહિ; ન્યાયાધીશ ચલાવી શકે તેટલા જ મુકદ્દમાઓ દરરોજની જંત્રીપર ચઢાવવા કે જેથી તપાસ્યા વગર કોઇને પાછા મોકલવાનો પ્રસંગ આવે નહિ. વકીલોએ તેમ જ ન્યાયાધીશોએ કામની તૈયારી કેવી રીતે કરવી અને કામ કેવી રીતે ચલાવવાં એ વિષે પણ સૂચનાઓ તૈયાર કરી, છપાવી બધાને આપવામાં આવી હતી અને એવી કેટલીક બાબતોના નિયમો પણ ઘડવામાં આવ્યા હતા. વકીલ મંડળો ( Bar Associations )ની સ્થાપના કરવામાં આવી હતી, અને ન્યાયાધીશોની બદલીને પ્રસંગે પાનસોપારી આપવાના કામને બદલે કાયદાના મહત્વના પ્રશ્નોનું વિવેચન કરવા, વકીલ તરીકેના પોતાના હક્ક

તથા પ્રતિષ્ઠાનું રક્ષણ કરવા અને તે ઉપરાંત બીજાં વકીલના ધંધાને ફાયદો કરે એવાં કામ કરવાને તેમને સૂચવવામાં આવતું. વકીલોની પ્રતિષ્ઠા, તેમને ન્યાયાધીશીના અમલદાર તરીકે ગણી વધારવામાં આવી હતી; અને તેમને માટે અનુકરણ કરવા જેવા કેટલાક નીતિ-વિષયક નિયમો નમૂના તરીકે બનાવી આપવામાં આવ્યા હતા. આવાહાનપત્રોની તથા હુકમનામાંની નિયમિત બજાવણી માટે બજાવણી-સિપાઇઓ તથ કારકૂનો માટે બજાવણી સંબંધી કાયદા તથા નિયમોની એક નાની ચોપડી પ્રસિદ્ધ કરવામાં આવી હતી. ગ્રામ્ય ન્યાયાધીશો, એસેસર, પંચો અને માનદ સુધરાઇ ન્યાયાધીશો માટે પણ આવી ચોપડીઓ સરળ અને સાદી ભાષામાં તૈયાર કરાવી તેનો છૂટથી પ્રચાર કરવામાં આવ્યો હતો.

**બજાવણી ફંડ.** કચેરીના મુખ્ય સ્થળેથી હુકમનામાંની બજાવણી કરવા જતા કારકૂન તથા સિપાઇઓને સરકાર તરફથી ભથ્થું ભાડું આપવામાં આવતું ન હતું. લગભગ ચાળીસ વરસથી એવો વહીવટ ચાલતો કે જેને હુકમનામાની બજાવણી કરાવવી હોય તેની પાસેથી બજાવણી ઉપર જનાર કારકૂન સિપાઈ ભાડું અને ભથ્થું એક અથવા બીજા સ્વરૂપમાં લેતા. એ પ્રમાણે લેવાને ખાતા તરફથી કંઇ પ્રતિબંધ ન હતો

પણ ઉલટ છૂટ હતી. આથી બજાવણી કરનાર કારકૂનો લાંચીઆ થઇ ગયા હતા અને પૈસા ન મળે તેમનાં હુકમનામાં બજાવવામાં ઘણી ઢીલ કરતા. વળી આવું ગેરશિરસ્ત રીતે થયેલું ખર્ચ હુકમનામાંવાળાને બજાવણીના ખર્ચ તરીકે દેણદાર પાસેથી અપાવી શકાતું નહિ, તેથી આ ગેરશિરસ્ત પદ્ધતિ પૂર્ણ વિચાર કરી બંધ કરવામાં આવી અને તેને બદલે "બજાવણી ફંડ" એ નામનું ફંડ સ્થાપી તેમાંથી બજાવણી માટે જનારા કારકૂન અને સિપાઇને ભથ્થુંભાડું આપવાની પ્રથા દાખલ કરવામાં આવી. આ ફંડના સ્થાયી નિભાવ માટે દરેક દરખાસ્તનું સ્વરૂપ અને તેની રકમના પ્રમાણમાં ઠરાવેલી જૂજ લાગત બજાવણી દરખાસ્ત આપનાર પાસેથી લેવાનું અને છેવટે એવી રીતે આપેલી લાગત હુકમનામાના દેણદાર પાસેથી વસુલ કરી આપવાનું ઠરાવ્યું હતું. શરૂઆતમાં આ નવીન યોજના વિષે ગેરસમજૂત થવાથી કેટલાક લોક 'બજાવણી ફંડ'ને બદલે તેને "પજવણી ફંડ" કહેતા પણ પૂરા અનુભવથી સર્વની ખાત્રી થઇ હતી કે એ ફંડની યોજના લાભકારક છે.

વકીલના ગુમાસ્તા

વકીલના ગુમાસ્તાઓને તેમના શેઠના કામોને અંગે ન્યાયાધીશીમાં વારંવાર આવવું પડે છે અને જવાબદારી અને જોખમનું કામ કરવું પડે છે. આથી કાંઇ

અનિષ્ટ ન થાય એટલા માટે પ્રમાણિક ગુમાસ્તાઓને જ રાખવામાં આવે એ હેતુથી એક નિયમ કરવામાં આવ્યો હતો કે પ્રાંત ન્યાયાધીશીમાં અથવા તેની નીચેની ન્યાયાધીશીમાં કામ કરતા વકીલોએ પ્રાંત ન્યાયાધીશનો અને વરિષ્ટ ન્યાયાધીશીમાં કામ કરનાર વકીલોએ મુખ્ય કામદારનો લેખી પરવાનો મેળવ્યો ન હોય એવા કોઇ પણ માણસને ગુમાસ્તા તરીકે રાખવો નહિ.

ન્યાયાધીશીના પુસ્તકાલયો.

વરિષ્ટ ન્યાયાધીશીમાં કાયદાને લગતાં ઘણાં પુસ્તકો હતાં. પરંતુ એ સઘળાં એક જ જગ્યાએ પુસ્તકાલયના સ્વરૂપમાં ગોઠવવાને બદલે આખા મકાનમાં જ્યાંજ્યાં ખાલી જગ્યા હોય ત્યાંત્યાં રાખ્યાં હતાં. આવી સ્થિતિમાં વકીલો કે ન્યાયાધીશો પોતાના કામના માટે આ પુસ્તકોનો સરળતાથી ભાગ્યે જ ઉપયોગ કરી શકતા. આ ગેરસોઇ દૂર કરવા માટે કોઇ એક સ્થળે વ્યવસ્થિત પુસ્તકાલયની ગોઠવણ કરવાની જરૂર છે એમ લાગવાથી આ સઘળાં કબાટોને એક મોટો ઓરડો ખાલી કરાવી તેમાં ગોઠવવામાં આવ્યાં અને વકીલો તેમ જ ન્યાયાધીશો પુસ્તકાલયમાં બેસી પુસ્તકોનો સરળતાથી ઉપયોગ કરી શકે એવી વ્યવસ્થા તેમાં ટેબલ ખુરસી મૂકી કરવામાં આવી હતી. દર સાલ નવાં પુસ્તકો ખરીદવા માટે સરકારમાંથી

રકમ મળતી પણ તે થોડી હોવાથી તેમાં વધારો કરવા માટે વકીલો પાસે જૂજ વાર્ષિક લવાજમ લેવાનું ઠરાવવામાં આવ્યું અને એવી રીતે થએલા ફંડનો ઉપયોગ નવાં પુસ્તકો તથા નવી આવૃતિનાં પુસ્તક ખરીદવામાં કરવા ઠરાવ્યું. આ પદ્ધતિ હજી સુધી ચાલુ જ છે. પ્રાંત ન્યાયાધીશી તથા મહાલ ન્યાયાધીશીમાં પણ પુસ્તકાલયની આવા જ પ્રકારની વ્યવસ્થા કરવામાં આવી હતી. આ ગોઠવણ કાયમને માટે ચાલુ રહે એટલા માટે જે તે ન્યાયાધીશીમાં કામ કરતા સઘળા વકીલોએ જે તે ન્યાયાધીશીના પુસ્તકાલયના સભાસદ થવું જોઈએ અને વખતોવખત ઠરાવવામાં આવે તે પ્રમાણે વાર્ષિક લવાજમ આપવું જોઇએ એમ સરકાર મંજૂરીથી ઠરાવવામાં આવ્યું હતું. આથી સરકારી ગ્રાન્ટ અને વકીલોના લવાજમથી દરેક ન્યાયાધીશીમાં કાયદા સંબંધી પુસ્તકોના એક સુંદર પુસ્તકાલયની શરૂઆત થઇ હતી અને દરેક વર્ષે તેમાં વધારો થતો જાય છે.

બીજા સુધારા.

જે ન્યાયાધીશીમાં કામ કરવાનું હોય ત્યાંની વકીલ નોંધવહીમાં જેમનું નામ ન હોય તે વકીલને તે ન્યાયાધીશીમાં જેનું નામ નોંધાયલું હોય એવો જોડીદાર વકીલ પોતાની સાથે રાખવો પડતો તેથી પક્ષકારોને નકામું વિશેષ ખર્ચ થતું. તેથી તે સંબંધી રાહત આપવાને માટે એમ

ઠરાવ્યું કે વડોદરા, મહેસાણા, અમરેલી અને નવસારી એ સ્થળોએ બધી ન્યાયાધીશીઓ એક જ સ્થળે બેસતી હોવાથી જોડીદાર વકીલ રાખવાની આવશ્યકતા રહેતી નથી. ઠરાવેલી તારીખે કામ ચલાવવામાં આવે અને પક્ષકારો તથા શાહેદોને નકામી અથડામણ થાય નહિ એ હેતુથી જે કચેરીઓમાં ત્રણ માસની સરાસરી કરતાં વધુ કામો બાકીમાં હોય તે ન્યાયાધીશીમાં કામો તારીખ નીમ્યા વિના રાખી મૂકી જ્યારે ચલાવવાને વખત મળે એમ હોય ત્યારે તારીખ નીમી પક્ષકારો તથા શાહેદોને બોલાવવાની પદ્ધત દાખલ કરવામાં આવી, તેથી પક્ષકારો તથા શાહેદોને થતી નકામી અથડામણ કમી થઈ. વડોદરા રાજ્ય અને મુંબઇ સરકાર વચ્ચે પોલીસ તપાસ અને ન્યાયાધીશીમાં ચાલતાં કામ માટે જરૂર હોય એવા ફોજદારી મુકદ્દમાઓના કેટલાક કાગળો પરસ્પર મોકલવાની વ્યવસ્થા કરવામાં આવી હતી, અને એવી જ વ્યવસ્થા પ્રથમ ખંભાત સ્ટેટ સાથે અને પાછળથી બીજાં સંસ્થાનો સાથે પણ થઈ હતી.

નકલો

સર ન્યાયાધીશ તરીકે મારી નિમણૂક થતા પહેલાં ફેંસલા તેમ જ હુકમનામાં વગેરેની નકલો હાથે લખીને કરવામા આવતી. આવી નકલો તૈયાર થવામાં

ઢીલ થતી એટલું જ નહિ પણ સ્પષ્ટ અને ચોકખી થતી નહિ. ટાઇપ રાઇટર પર નકલ કરવાથી આ ખામી સુધરશે એમ લાગવાથી સૌથી પ્રથમ વરિષ્ટ ન્યાયાધીશીમાં અંગ્રેજી તેમ જ દેશી લિપિનાં ટાઈપ રાઇટરો રાખવામાં આવ્યાં અને તે ઉપર કચેરીના કામ માટે તેમ જ પક્ષકારો માટે નકલો કરાવી પક્ષકારોને ટાઇપ કરેલી નકલો આપવાની તજવીજ કરી. આ સુધારો પાછળથી બીજી કચેરીઓમાં પણ દાખલ કરવામાં આવ્યો હતો અને હવે લગભગ બધે ટાઇપથી જ નકલો થાય છે.

શનિવારે સુનાવણી બંધ.

વરિષ્ટ ન્યાયાધીશીમાં વકીલાત કરતા વકીલોને કેટલીક વખત વરિષ્ઠ ન્યાયાધીશીના તાબાની ન્યાયાધીશીઓમાં અગર મુલકી કચેરીઓમાં ચાલતાં મહત્વનાં કામોમાં રોકવામાં આવે છે. એવે પ્રસંગે ત્યાં અને વરિષ્ટ ન્યાયાધીશીમાં કામની સુનાવણી માટે એક જ તારીખ હોય તો હાજર રહેવાનું ઘણું અગવડ ભરેલું થઈ પડે છે, એમ જણાયાથી સગવડ કરી આપવા માટે એમ ઠરાવવામાં આવ્યું હતું કે વરિષ્ટ ન્યાયાધીશીમાં શનિવારના દિવસે કોઇ પણ કામ સુનાવણી માટે રાખવું નહિં. આથી વકીલો બીજી ન્યાયાધીશીમાં તેમનું કામ

હોય તો તે તારીખે રખાવી જઇ શકે છે અને વરિષ્ઠ ન્યાયાધીશીના ન્યાયાધીશો ફેંસલા લખવાનું કામ બાકી હોય તે શનિવારે કરી શકે છે. શનિવાર "ઓફ ડે" તરીકે પાળવાની પદ્ધતિ બ્રિટિશ રાજ્યમાં પણ છે. આ "ઓફ ડે"થી વકીલો તેમ જ ન્યાયાધીશોને ઘણી સગવડ થઇ છે અને કામોના નિયમિત રીતે જલદી ફેંસલા થાય છે.

શ્રીમંતે કરેલી પ્રશંસા.

શ્રીમંત મહારાજા સાહેબ રાજ્યના પ્રત્યેક ખાતામાં ચાલતી પ્રવૃત્તિથી હંમેશ વાકેફ રહે છે. તેઓશ્રીની સવારી ૧૯૨૧માં યુરોપમાં હતી તે વખતે વરિષ્ઠ ન્યાયાધીશી માટે કામની વ્યવસ્થા સંબંધી મેં કરેલા કેટલાક નિયમો આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થયા હતા તે તેઓશ્રીના વાંચવામાં આવ્યા. તે નિયમો વાંચી શ્રીમંત એટલા બધા ખુશી થયા કે વીશી મુકામેથી તા. ૩-૯-૨૧ના રોજ સ્વહસ્તાક્ષરથી લખેલા એક પત્રમાં તેઓશ્રીએ મને લખ્યું કે "આજ્ઞાપત્રિકામા ન્યાયખાતા માટે કરેલા તમારા નિયમો મેં વાંચ્યા છે. તમારામાં પદ્ધતિસર કામ કરવાને માટે નિયમો કરવાની અને તેનો અમલ કરાવવાની કુનેહ છે એ જાણી હું ઘણો ખુશી થયો છુ. × × × હું આશા રાખું છું કે તમે તમારા ખાતામાં ઘણા સુધારા કરશો અને બીજાં

ખાતાની ખામીઓ સુધારવા માટે પણ વખતોવખત યોગ્ય રીતે સૂચનાઓ કરશો × × ×"

અરૂણાદિત્યનો ચાંદ.

સન ૧૯૨૪ના માર્ચ માસમાં શ્રીમંતના ૬૨મા જન્મદિન નિમિત્તે દરબાર ભરાયો, તેમાં શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઇ મારા કામની કદર કરી મને "અરૂણાદિત્ય" મંડળનો માનવંતો ચાંદ આપ્યો હતો, અને પગારમાં પણ વધારો કરી આપ્યો હતો. પગાર વધારવાના સંબંધમાં સન ૧૯૨૪ના માર્ચ માસની બારમી તારીખે શ્રીમંતે દીવાન સાહેબને લખ્યું હતું કે, "સર ન્યાયાધીશ ગોવિંદભાઇને મારા જન્મદિને ચાંદ આપવા ઉપરાંત તેમના ઉત્સાહ અને કર્તવ્યપરાયણતાની વિશેષ કદર તરીકે તેમને મળતા પગારમાં વધારો કરી આપવાની મારી ઇચ્છા છે. કેટલીક રીતે તો ગોવિંદભાઈ બીજા અમલદારોને અનુકરણ કરવા યોગ્ય નમૂના તરીકે લેખી શકાય."

ન્યાય ખાતામાંથી વિદાયગીરી.

ત્યાર પછી થોડા જ વખતમાં મારી બદલી નાયબ દીવાન અને કાઉન્સિલર તરીકે થઇ. તેથી તા. ૩ નવેમ્બર ૧૯૨૪ને રોજ સર ન્યાયાધીશની જગ્યાનો હવાલો મારા પછીના ન્યાયાધીશને

સોંપી હું વિદાય લેતો હતો તે વખતે વકીલમંડળના નેતા રા. રા. ગીરધરલાલ પરીખે વકીલમંડળ વતી બદલાતા સર ન્યાયાધીશની આખી કારકિર્દી અને જુદાં જુદાં ખાતાઓમાં તેમણે મેળવેલી સફળતાનો ચિતાર આપ્યો અને વિશેષમાં કહ્યું કે "પાંચ વરસ ઉપર રા. બા. ગોવિંદભાઈ દેસાઇની ન્યાયખાતામાં નિમણૂક થઈ ત્યારે બધા વકીલોને લાગ્યું હતું કે અઢાર વરસ સુધી બીજાં ખાતાઓમાં કામ કરવા ન્યાયખાતા બહાર રહેલા હોવાથી ન્યાયખાતાનો એમનો અનુભવ ઘસાઇ ગયો હશે. પરંતુ બે માસ પણ પૂરા થયા નહિ એટલામાં તો તેમની ખાત્રી થઇ કે તેમનો ભય કેવળ ખોટો હતો. રા. બા. ગોવિંદભાઇએ તેમની પાચ વરસની સરન્યાયાધીશ તરીકેની કારકિર્દી-માં ઘણાં સુધારાનાં કામ કર્યાં છે તેને માટે અને વિશેપ કરીને વકીલોના દરજ્જા અને સ્વમાનને ચોગ્ય સ્થાન આપવા માટેના તેમના પ્રશંસનિય કાર્ય માટે આપણે તેમનો ખાસ આભાર માનવો જોઇએ."

દી. બા. અંબાલાલભાઇ પછી થયેલા સર ન્યાયાધીશોમાં સૌથી વધારે નામાંકિત અને વિદ્વાન વાસુદેવ ગોપાળ ભંડારકર હતા. તેમનુ કાયદાનું જ્ઞાન ઘણું બહોળું હતુ અને સ્વભાવ માયાળુ અને શાંત હતો. પોતાના કાયદા તથા આધારોના જ્ઞાનથી તે બધાને

છક કરી નાખતા. તાબાના ન્યાયાધીશો અને વકીલોનો તેમણે ઘણો પ્યાર મેળવ્યો હતો, અને હજી પણ તેમનું નામ માન અને હેતની લાગણીથી વડોદરામાં યાદ કરવામાં આવે છે.

ભલામણ ચિઠ્ઠીઓ.

ન્યાયના કામમાં વગસગ ચાલે નહિ, છતાં પણ કેટલાક સ્વાર્થી અને ખટપટીયા લોકો ન્યાયાધીશો ઉપર ભલામણની ચિઠ્ઠીઓ લાવી તેમને પોતાના લાભમાં દોરવવાની તુચ્છ અને ધિક્કારવાલાયક તજવીજ કરે છે, તે સામે ન્યાયાધીશોએ ચેતતા રહેવાની જરૂર છે. એક વખત જ્યારે હું નાયબ પ્રાંત ન્યાયાધીશ હતો ત્યારે અને બીજી વખત વરિષ્ઠ ન્યાયાધીશીમાં હતો તે વખતે મારા કોઇ મિત્ર પાસેથી કોઇ પક્ષકાર ભલામણપત્રો લખાવી લાવ્યા હતા અને તેમાં એવી મતલબનું લખ્યું હતું કે આ માણસ તેના સામાવાળાની ખટપટ અને દગલબાજીનો ભોગ થઇ પડયો છે માટે તેના કામમાં જરા ઊંડા ઊતરી જોશો. મને ગુસ્સો તો ઘણો આવ્યો પણ કંઇ બોલ્યો નહિ. પણ કચેરીમાં જતાં જ એ કામ ચલાવવાને મને કંઈ ખાનગી હરકત છે એમ જણાવી બીજા ન્યાયાધીશ તરફ મોકલવા તજવીજ કરી હતી. આવી રીત રાખવાથી આવી ભલામણોના ત્રાસમાંથી હું ઘણે ભાગે મુક્ત રહ્યો હતો; અને કદાચ કોઇ ભલામણ

લઇ આવે તો તે કામ પોતે નહિ ચલાવતાં બીજે ઠેકાણે મોકલી દેવા મારા ન્યાયાધીશ બંધુઓને ભલામણ કરતો અને આ ઠેકાણે ફરીથી કરૂં છું.

બીજી એક બાબતમાં ઇસારો કરવો મને યોગ્ય લાગે છે. કેટલાક ઘણા સારા અને સર્વ રીતે પ્રમાણિક અમલદારોના વિરૂદ્ધ રૂશ્વત લેતા હોવાની અફવા ચાલતી સાંભળવામાં આવેલી, તે ઉપરથી તપાસ કરતાં એમ નીકળ્યું હતું કે તે પોતે કંઇ જાણતા ન હતા, પણ તેમને ત્યાં વખતોવખત મળવા આવતો અમુક માણસ અથવા તેમના ઘરનું કામકાજ કરતો અમુક માણસ તેમને કહીને કામ કરાવી આપીશ એમ ભોળા અને અજ્ઞાન લોકોને સમજાવી પૈસા ખાઇ જતો. એટલા માટે એવા માણસોથી સાવચેત રહેવું જોઇએ. અમલદારોએ પ્રમાણિકપણે વર્તવું જોઇએ એટલું જ નહિ પણ તેમની જાણ વગર તેમને નામે કોઇ ગરબડ કરી જાય નહિ એ તરફ પણ ધ્યાન આપવું જોઇએ.



## પ્રકરણ ૪

### પોલીસખાતું

પોલીસ કમિશનર તરીકે નિમણુક.

પોલીસખાતામાં નીચેની પાયરીએ કામ કરી ખાતાના ઉપરી તરીકેના દરજ્જે આવેલા અમલદારોને ખાતા સંબંધી અમુક પ્રકારના વિચાર બંધાઇ ગયા હોય છે અને કેટલીક જાતનો ખોટો ખ્યાલ હોય છે. તેથી તેવા અમલદારને બદલે જેને ખાતા સાથે સંબંધ ન હોય તેવા અકલુષિત મનવાળા માણસની નિમણુક પોલીસ કમિશનર તરીકે કરી હોય તો કામ સારૂં થાય એમ શ્રીમંત સરકાર મહારાજા સાહેબનું ધારવું હતું. તેઓશ્રીને લાગ્યું કે કોઈ લાયક સુબા અથવા પ્રાંત ન્યાયાધીશને આ

જગ્યા માટે પસંદ કરવો ઠીક પડશે. તેથી જ્યારે સન ૧૯૦૧માં તે વખતના પોલીસ કમિશનર વાનપ્રસ્થ થયા ત્યારે શ્રીમંતે કૃપાવંત થઇ તે જગ્યા પર મારી નિમણૂક કરી. આમ કરવામાં શ્રીમંતનો શો હેતુ હશે તેની મને તે વખતે ખબર ન હોવાથી તેમ જ આ ખાતાનો મને કોઇ પણ જાતનો પાછલો અનુભવ ન હોવાથી એ ખાતાના ઉપરી તરીકેની મારી નિમણૂકથી મને આશ્ચર્ય લાગ્યું હતું; કારણ કે જો કે હું થોડુંઘણું ઘોડે બેસતાં જાણતો હતો તો પણ કવાયત, ગોળીબાર વગેરે સંબંધી જ્ઞાન એક પોલીસ અમલદારમાં હોવું જોઇએ, તે મારામાં ન હતું; તેમ એ જગા માટે મારામાં કંઇ વિશેષ યોગ્યતા પણ ન હતી. શ્રીમંતે મારી પોલીસખાતામાં કરેલી નિમણૂકનું રહસ્ય મને સમજાયું ત્યારેપણ પોલીસ કમિશનર તરીકેની મારી પોતાની લાયકાત માટે મને શંકા હતી. તેઓશ્રીએ મને કહ્યું કે નિયંત્રણશકિત, કામ લેવાની કુશળતા અને કામકાજને ન્યાયનું સ્વરૂપ આપવાની આવડતની આ ખાતામાં જરૂર છે અને તે તમારામાં છે એમ હું માનું છું. વિશેષમાં જરા ટોળ તરીકે શ્રીમંત બોલ્યા કે ગામબંદોબસ્ત માટે પોલીસપટેલ હોય છે તેમ રાજ્યને માટે પણ પોલીસપટેલને નીમવો ઠીક લાગવાથી તમારી નિમણૂક કરી છે!

સન ૧૯૦૧ના માર્ચ માસની પહેલી તારીખે મેં મારી નવી જગ્યાનો હવાલો સંભાળી લીધો. ત્યાર પછી (તા. ૧-૮-૧૯૦૮થી તા. ૩૦-૯-૧૯૦૮ સુધી હું વડોદરા પ્રાંત ન્યાયાધીશ તરીકે વિશેષ કામગીરી પર નિમાયો હતો, અને તા. ૧૭-૧૧-૧૯૦૮ થી તા. ૧-૬-૧૯૦૯ સુધી હજૂર તપાસણી કામદાર, ન્યાયમંત્રી અને વરિષ્ટ ન્યાયાધીશીના ન્યાયાધીશ તરીકે નિમાયો હતો, એ સિવાય) એ જગ્યાએ હું તા. ૬-૧-૧૯૧૦ સુધી લગભગ નવ વર્ષ સુધી રહ્યો હતો.

પોલીસ કમિશનરના હુદ્દાને લગતા સર્વ અધિકાર તથા જવાબદારી મારે શિર રાખવામાં આવી હતી. પણ શરૂઆતમાં મારો હુદ્દો આસિસ્ટંટ પોલીસ કમિશનરનો રાખવામાં આવ્યો હતો અને શ્રીમંત (પાછળથી દીવાન બહાદુર) ગણુપતરાવ ગાયકવાડ કે જે તે વખતે સેનાપતિ (ફોજખાતાના ઉપરી) હતા, તેમણે પોલીસ કમિશનરનો હુદ્દો લખવો એમ ઠરાવ્યું હતું. તેમનું મુખ્ય કામ હજૂરમાં ટિપ્પણો જાય તે ઉપર માત્ર અભિપ્રાય આપવાનું હતું, પરંતુ આ ગોઠવણ બરોબર ચાલી નહિ. આસિસ્ટંટ પોલીસ કમિશનરના કામમાં-વિશેષ કરીને નિમણુક, બઢતી અને ફેરફારી સંબંધી કામોમાં-દરમ્યાનગીરી થવા લાગી તેથી તે વખતના દીવાન સાહેબ દીવાન બહાદુર શ્રીનિવાસ રાઘવ આયંગરની

સલાહથી પાછળથી એમ ઠર્યું કે પોલીસ કમિશનર તરીકેનો હુદ્દો મારી પાસે જ રાખવો અને બીજા કોઇની દરમ્યાનગીરી મારા કામમાં રાખવી નહિ.

ખાતાના કામની માહિતી મેળવવા માટે અને ખાતામાં ચાલતા કામની પદ્ધતિથી વાકેફ થવા માટે મેં ખાતાની જુદી જુદી કચેરીઓની તપાસણી કરી; અમલદારો સાથે ખાતાના કામની વિગતો સંબંધી વાતચીત કરી અને ખાતાનાં પાછલાં દફતરો જોયાં. તે સાથે મુંબઈ ઇલાકાના પોલીસખાતાના કામ-કાજના વહીવટથી પણ હું પરિચિત થયો, અને તે સાથે સરખાવતાં આ રાજ્યના પોલીસખાતામાં મને જે જે ખામીઓ જણાઇ આવી તેની મેં નોંધ કરી, સુધારા દાખલ કરવાનું શરૂ કર્યું.

જણાયેલી ખામીઓ.

આ પ્રાથમિક તપાસમાં મને એમ માલૂમ પડયું કે સંખ્યાબળમાં અહીંની પોલીસ વધારે છે પરંતુ તે પ્રમાણમાં કાર્યકુશળ ( efficient ) નથી. તે વખતે ખાતામાં નાયબ સુબામાં બાબુરાવ ચવાણ અને ગોવિંદરાવ ધોંડદેવ, સર ફોજદારોમાં કાશીનાથ ભાવે અને દાદામીયાં, અને ફોજદારોમાં અમૃતરાવ સુધાલકર, શાપુરજી લાકડાવાળા અને લલ્લુભાઇ વનમાળી જેવા

કેટલાક ઘણા સારા અને બાહોશ અમલદારો હતા. બાકીનામાં કેટલાક ચાલાક પરંતુ અપ્રમાણિક અને કેટલાક કેવળ નાલાયક હતા. રાતદહાડો મહેનત અને ઉજાગરા કરી પોતાના જાનમાલનું રક્ષણ કરનાર પોલીસ પ્રત્યે માન અને સદ્‌ભાવની લાગણીથી જોવાને બદલે લોકો તિરસ્કારની લાગણીથી જોઇ તેનું ભૂંડું બોલતા તેનું કારણ સમજતાં મને ઘણી વાર લાગી નહિ. મને થોડા જ વખતમાં અનુભવ થયો કે લોકો તરફથી માન અને વિશ્વાસ મેળવવામાં જે ગુણો જોઇએ તે સામાન્ય રીતે પોલીસના માણસોમાં નથી. બીજી વધારે ખામીઓ એ હતી કે ફક્ત સહી કરતાં આવડે એવાઓને ભણેલા ગણતાં પણ ખાતાનો પચાસ ટકા કરતાં વધારે ભાગ અભણ હતો; બને તેટલા બધા ગુના નોંધવામાં આવતા ન હતા અને તપાસમાં મગજને બદલે હાથનો વધારે ઉપયોગ થતો; કોળી, વાઘરી અને એવી જ બીજી ગુના કરનાર મનાતી કોમના લોકોની રાત્રે એક અગર બે વખત હાજરી લેવામાં આવતી, અને કોઇ ઠેકાણે તો તેમને પોલીસ ચોકી પર આખી રાત સુવાડી રાખવામાં જ ગુના અટકાવવાની ફરજ પૂરી થઇ એમ સમજવામાં આવતું. અમલદારોમાં પણ ઘણાને પોલીસ કાયદાનું તેમ જ કામ ચલાવવાની રાતનું પૂરતું જ્ઞાન ન હતું; કવાયત અને નિયમન ( discipline ) માત્ર નામનાં જ હતાં. ડ્રેસ દેખાવમાં કંગાળ હતો. એકંદરે

સુધારા માટે પોલીસખાતામા બહોળુ ક્ષેત્ર હતુ. પોલીસ કમિશનર તરીકેની નવ વરસની મારી નોકરીમાં પોલીસખાતામા મને આ અને બીજી જે જે ખામીઓ જણાઇ તે સર્વે દૂર કરવાનો મારાથી બનતો પ્રયત્ન કરી ખાતાને જેમ બને તેમ વધારે સગીન અને કાર્યકુશળ બનાવવા મેં તજવીજ કરી હતી.

ખામીઓ દૂર કરવાને કરેલા પ્રયત્નો

ભરતીમાં નવા દાખલ થનાર માણસોને ( recruits ) કેળવવા માટે દરેક પ્રાતના મુખ્ય સ્થળે પોલીસ નિશાળો ઉઘાડવામાં આવી હતી, અને તેમા અભણ પોલીસને લખવાવાચવાનુ તેમ જ સાધારણ ગણિતનુ જ્ઞાન આપવામા આવતુ હતુ. સર્વેને સમજાવવામા આવતુ કે, પોલીસ રાખવાનો ઉદ્દેશ રૈયતના જાનમાલનુ રક્ષણ કરવાનો છે માટે પોલીસે રૈયત પ્રત્યે સેવાધર્મથી અને સભ્યતાથી વર્તવુ જોઇએ. સભ્યતા અને લોકસેવાના ભાવવાળી બાર કલમો તૈયાર કરી દરેક પોલીસને મોઢે કરાવવામા આવી હતી એટલુ જ નહિ પણ એ કલમોની મોટા અક્ષરોથી છાપેલી નકલો પાટિયા ઉપર ચોઢી દરેક પોલીસથાણા તથા ચોકી પર લટકાવી રાખવામા આવી હતી.

જરૂર પૂરતો કાયદો

ખાતાના નિયમો અને કામ ચલાવવાની રીત વગેરે બાબતોની ઉપયોગી માહિતીવાળું "પોલીસ પ્રશ્નોત્તરી" એ નામનું પુસ્તક પ્રશ્ન અને ઉત્તરના સ્વરૂપમાં તૈયાર કરવામાં આવ્યું હતું અને લખતાંવાંચતાં જાણનાર દરેક પોલીસ અમલદારને મફત આપવામાં આવ્યું હતું. તેણે તે ઉપરથી માહિતી લીધી છે કે નહિ તેની પરીક્ષા લેઇ ખાત્રી કરવામાં આવતી હતી. પ્રાંતની પોલીસના મુખ્ય સ્થળે વાંચનાલયો અને પુસ્તકાલયોની યોજના કરવામાં આવી હતી. કવાયત સંબંધી છેલ્લામાં છેલ્લી ઢબના સુધારાની માહિતીવાળી "પોલીસ ડ્રિલ બુક" એ નામની ચોપડી તૈયાર કરી પ્રસિદ્ધ કરવામાં આવી હતી. ખાતાના જૂના નિયમોમાં સુધારાવધારા કરી એક પુસ્તકના રૂપમાં નવેસર પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા; તેમાં દરેક દરજ્જાના પોલીસે પોતાની ફરજોને અંગે જાણવી જોઇએ તેવી સઘળી બાબતોની માહિતી આપવામાં આવી હતી.

ઇન્સ્પેકટર અને સબ ઇન્સ્પેકટરના કામમાં કેળવવા માટે નાશીક પોલીસ ટ્રેનિંગ સ્કૂલમાં આ રાજ્યમાંથી વિદ્યાર્થીઓને મોકલવા માટે મુંબઇ સરકાર સાથે બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. ટપાલના

સંરક્ષણ માટે સવારો મોકલવામાં આવતા હતા, તે બંધ કરી, આવો બિનજરૂરી વિશિષ્ટ બંદોબસ્ત કરવાને બદલે સામાન્ય બંદોબસ્ત તરફ વધારે ધ્યાન આપવાનું શરૂ કર્યું હતું. બિનજરૂરી થાણા તથા ચોકીઓ કમી કરી તથા તહેનાતમાં રોકાતા માણસોની સંખ્યા ઓછી કરી ખર્ચમાં બચત કરવામાં આવી હતી અને એવી બચતનો ઉપયોગ ખાતાની સુધારણા માટે કરવામાં આવ્યો હતો. વધારે સારા માણસો પોલીસભરતીમાં દાખલ થાય તે માટે પોલીસના પગાર તથા નિવૃત્તિવેતનમા વધારો કરવામાં આવ્યો હતો. ડ્રેસ ફંડ માટે પગારમાંથી કરવામાં આવતી કપાત બંધ કરી તેને બદલે પૂરેપુરા ખર્ચે યુનિફોર્મ ( પોશાક ) આપવાનું ધોરણ દાખલ કર્યું હતું. નવીન જાતના યુનિફોર્મની યોજના કરવામાં આવી હતી અને યુનિફોર્મને લગતી દરેક ચીજનુ વર્ણન આપી તે કેટલો વખત ચાલવી જોઇએ, યુનિફોર્મ કયા કયા પ્રસંગે પહેરવો જોઇએ અને તેની સંભાળ કેવી રીતે લેવી જોઇએ વગેરેની માહિતીવાળું "ડ્રેસ રેગ્યુલેશન" નામનુ પુસ્તક તૈયાર કરી પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. જ્યારે સદર સ્ટેશનેથી પોતાની નિમણૂક બહારના ભાગમાં પોલીસ અમલદારો અને પોલીસ સિપાઇઓને પોતાની ફરજને અંગે મુસાફરી કરવાની

જરૂર પડે ત્યારે તેમને ભથ્થું ભાડું આપવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. પોલીસ ફોજના માણસોને જરૂર પ્રસંગે પૈસાની નાની રકમો જૂજ વ્યાજે મળે એ હેતુથી પોલીસ બેંક ઉઘાડવામાં આવી હતી. એવી રીતે આપેલી રકમો હપ્તાથી પગારમાંથી કાપી લેવામાં આવતી. આથી તેઓ વ્યાજખાઉ શાહુકારોના પંજામાંથી બચી ગયા, અને તેમને આ બેંક આશીર્વાદ સમાન થઇ પડી. જેટલા ગુના બને તેટલા બધા બરોબર રીતે નોંધવામાં આવે અને નોંધેલા ગુનાની બરોબર ચોકસી થાય તેવી વ્યવસ્થા કરવામાં આવી હતી. પહેલાં ચોરી, ધાડ અને લૂંટફાટ જેવા ઘણા ગંભીર પ્રકારના ગુનાની બરોબર નોંધ થતી નહિ અને એવા પ્રકારના ગુના નોંધ્યા હોય તો તેની તપાસમાં શકદાર પાસે ગુનો કબૂલ કરાવવા શારીરિક વ્યથા વગેરેથી તજવીજ થતી. નવી વ્યવસ્થામાં ગુના બરોબર નોંધવામાં આવતા કારણ કે ગુના શોધી કાઢવા માટે જ નહિ પરંતુ તે શોધી કાઢવા માટે કરેલા પ્રમાણિક પ્રયત્નને માટે ઘટિત વિચાર થતો. બળજોરી અને ગેરકાયદેસર ઇલાજોથી ગુના કબૂલ કરાવનાર અમલદારોની સખત ખબર લેવામાં આવતી હતી. ગુનાના અટકાવ માટે “ રોન ”ની અસરકારક પદ્ધતિ દાખલ કરવામાં આવી હતી. જન્મથી જ કાવસીયા જાતના પરંતુ લાંબા વખતથી ખેતીનો ધંધો કે મજૂરી કરી પ્રમાણિકપણે ઉપજીવિકા

ચલાવનાર સેંકડો માણસોનાં નામ શકદારોની નોંધ માંથી કમી કરવાની અને ગુનો કરે એવા ખરા શક- દારોનાં જ નામ નોંધવહી પર રાખી તેમના પર બરાબર દેખરેખ રાખવાની યોજના કરી હતી. જરૂરના આમલાને પ્રસંગે વડોદરા રાજ્ય અને બીજી આખા હિંદુસ્તાનની પોલીસ વચ્ચે સીધા પત્રવ્યવહારની પદ્ધત દાખલ કરવામાં આવી હતી. આથી જુદી જુદી કચેરીઓ મારફત લખાણ મોકલી નકામો વખત ગુમાવનારી જૂની ગેરશિરસ્ત પદ્ધત દૂર થઇ ખરાખોટાની તપાસનો ઉતાવળે નિકાલ થવા લાગ્યો. આ બાબતમાં ધોરણ નક્કી કરવા માટે આ સરકાર તથા મુંબઇ સરકાર વચ્ચે પત્ર- વ્યવહાર ચાલી છેવટ એમ ઠર્યું હતું કે મુંબઈ ઇલાકાના ઇન્સ્પેકટર જનરલ ઓફ પોલીસ અને મારે ભેગા મળી કયાં કયાં લખાણ જુદી જુદી હદની પોલીસ પરભાર્યાં કરી શકે તેનું નિવેદન કરવું. તે પ્રમાણે મારે મી. સ્ટુઅર્ટ આઇ. સી સી. એસ., જેમની મારી માફક ખાતા બહા- રથી ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટોમાંથી જ પસંદગી કરીને તે વખતે મુંબઈ ઇલાકાના ઇન્સ્પેકટર જનરલ ઑફ પોલીસ તરીકે નિમણૂક કરવામાં આવી હતી, તેમની સાથે મારે ખેડા જીલ્લાના મહેમદાવાદ કસ્બામાં મુલાકાત થઇ. જે કામને માટે મુલાકાત થઇ હતી તે પૂરું થઇ ગયા પછી ચહા પીતાંપીતાં મી. સ્ટુઅર્ટે મને વિનોદમાં કહ્યું કે જ્યારે વડોદરાના પોલીસ કમિશનરને મળવાને સરકારનો

હુકમ મને મળ્યો ત્યારે હું એમ ધારતો હતો કે વડોદરાના પોલીસ કમિશનર કોઈ વૃદ્ધ માણસ હશે અને ઇંગ્રેજી નહિ જાણતા હોય માટે સાથે દુભાષિઓ લઇને જ આવશે; પણ જ્યારે આપણે મળ્યા અને વાતચીત થઈ ત્યારે પોલીસખાતાના કામકાજ અને પદ્ધતિ સંબંધી નવા વિચારવાળા તમારા જેવા એક અંગ્રેજી જ્ઞાનવાળા જુવાન અમલદારને જોઇ મને ઘણું આશ્ચર્ય લાગ્યું હતું ! બે જુદી જુદી હદના પોલીસ અમલદારોએ શકદારો વિષે માહિતી અને પાછલી શિક્ષાના દાખલાઓ વગેરે બિનતકરારી બાબતોમાં પરસ્પર સીધો પત્રવ્યવહાર ચલાવવાની મારી સૂચનાઓ મી. સ્ટુઅર્ટે તરત જ સ્વીકારી લીધી અને કહ્યું કે આપણા પૂર્વગામી અમલદારોએ આ વિષેનો વિચાર આપણા પહેલાં કર્યો નહિ એ મને નવાઇ જેવું લાગે છે. અકસ્માત પ્રસંગે તાત્કાલિક ઉપાયો લેવાનું કામ પોલીસને શિખવાડવાની યોજના કરવામાં આવી હતી, અને એ કામને લગતાં ડોળી વગેરે સાધનો પૂરાં પાડવામાં આવ્યાં હતાં. અકસ્માતના તાત્કાલિક ઉપાયો સંબંધી માહિતીનાં પાટિયાં તૈયાર કરાવી દરેક થાણા અને ચોકીમાં લટકાવવામાં આવ્યાં હતાં. દરેક પોલીસ અમલદારને બાઉરી, છપ્પરબંદ, માંગગારૂડી, ભામટા વગેરે ભટકતી, ગુના કરનારી જાતો અને બદમાશ ટોળીઓ સંબંધી માહિતી મળે એટલા માટે એવી જાતો

સંબંધી માહિતીનું પુસ્તક તૈયાર કરવામાં આવી તેની માહિતી તમામ પોલીસ ફોજને આપવાની વ્યવસ્થા કરવામા આવી હતી. પોલીસ ફોજને વધારે કાર્ય-કુશળ બનાવવાને બીજી હરેક રીતે પ્રયત્ન કરવામાં આવ્યો હતો. પોલીસના જે લોકો ગુનાની છૂપી તપાસના કામમાં પોતાની હોશિયારી બતાવે તેમને તેમ જ સાધુ, ફકીર, ભિખારી વગેરેનો વેશ બરોબર ધારણ કરી શકે અને ગુનાની તપાસ માટે લોકોમાં ઓળખાયા વિના ફરી શકે તેમને ઇનામો આપી પોલીસમાંના માણસોની તપાસ-શકિતનો વિકાસ થાય તેમ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. વેષાન્તર કરવાની કળામાં પોલીસના કેટલાક માણસો ઘણા કુશળ થયા હતા. આ વિષે એક રમૂજી બનાવ યાદ આવે છે. કડીમાં મારો મુકામ તપાસણી માટે થયો હતો તે વખતે એક દહાડો સાંજના ચાર વાગે એક શેઠ મને મળવા આવ્યા અને પોતાને ત્યાંના નગરશેઠ તરીકે ઓળખાવી કહ્યુ કે, "આજે પાંચ વાગે મારા પુત્રના લગ્નની ખુશાલીનો મેળાવડો છે; આપ અત્રે પધાર્યા છો તો કૃપા કરી મારે ત્યાં આવશો તો મને ઘણી શોભા મળશે; ગાડી લઇને આવ્યો છું." એ શેઠ ઘણા સંભાવિત દેખાતા હતા અને તેમનો આગ્રહ ઘણો હતો. તેથી મેં હા પાડી. પછી હું બીજા ઓરડામાં કપડાં પહેરવા ગયો. થોડી વારમાં બહાર આવ્યો ત્યારે તે શેઠે કહ્યું કે "સાહેબ,

માફ કરજો, હું કંઇ શેઠ નથી, આપની પોલીસ પાર્ટી પૈકીનો એક મુસલમાન સિપાઇ છું, અને જણસો-લુગડાં માગીતાગીને શેઠનો વેશ લઇ આવ્યો છું" એમ કહી કમરની અંદર પોતાનો પટો હતો તે બતાવ્યો અને પોલીસ ગેટના હવાલદારને બોલાવી પોતે સિપાઇ હોવાની ખાત્રી કરી આપી. કહેવાની જરૂર નથી કે તે સિપાઇને સાબાશી સાથે એક નાની રકમનું ઇનામ પણ આપવામાં આવ્યું હતું.

ખરેખર ચાલાકીથી પકડાયલા ગુનાઓની હકીકત ઉપરથી જ "પોલીસ કામની વાતો" એ નામની એક ચોપડી તૈયાર કરી ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ કરવામાં આવી હતી. અંગુઠાનિશાનની પદ્ધતિને વધુ ખીલવવામાં આવી તેમાં વધારો કરવામાં આવ્યો હતો; આથી હિંદુસ્તાનની Finger Print Bureau અથવા અંગુઠાનિશાન ઓળખવા માટે ઉઘાડવામાં આવેલી મુખ્ય સંસ્થાઓમાંની એક તરીકે વડોદરાની પણ ગણત્રી થવા લાગી અને આખા હિંદુસ્તાનનાં અંગુઠાનિશાન ઓળખવાનાં સ્થળો સાથે તે સરળ વ્યવહાર ચલાવવા લાગી. કચેરીઓમાં પત્રવ્યવહાર અને લખાણનું નકામું કામ ઓછું કરી નાખવામાં આવ્યું તેથી પોલીસ અમલદારોને ગુનાની શોધને માટે વધારે વખત મળવા લાગ્યો. જે ગુનેગારો એક હદમાંથી બીજી હદમાં ગુના

કરવા માટે જતા હોય તેવા ગુનેગારોની પાછલી હકીકત તથા ચાલચલગતની બાતમી મેળવવા માટે એક હદમાથી બીજી હદમાં પોલીસ અમલદારોને મોકલવાની અરસપરસ ગોઠવણ કરવામાં આવી હતી. આ રાજ્યના પોલીસ નાયબ સુબાઓ અને બ્રિટિશ રાજ્યના જીલ્લા તથા એજન્સીઓના પોલીસ સુપરિન્ટેન્ડેન્ટો એકબીજા સાથે મળી બંદોબસ્તના કામમાં એકબીજાને મદદ કરે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. આવી મુલાકાતને પ્રસંગે તેઓ ગુનાની તપાસની જુદી જુદી પદ્ધતિઓ તેમ જ ગુનાના અટકાવ અને ગુનેગારને યોગ્ય શિક્ષા કરવાનો ઉદ્દેશ પાર પડે એવા પ્રશ્નો ઉપર ચર્ચા કરતા. પ્રજાજનોને તહેવારની રજા હોય તેવા દિવસોમાં પોલીસને હરરોજના દિવસો કરતાં પણ વધારે સખત કામ કરવું પડે છે, તેથી એકાદ દહાડો તેમને ગમ્મત સાથે કાંઈ આરામ અને શારીરિક કેળવણી મળે એ હેતુથી દરેક પ્રાંતના સદર સ્ટેશને વ્યાયામશાળા ( અખાડો ) ઉઘાડવામા આવી હતી, અને વરસમા એક વખત પોલીસ લોકોની રમતગમતો અને મરદાની ખેલોનો મેળાવડો કરાવવાની શરૂઆત કરી હતી. તેમાં દોડતે ઘોડે મેખ ઉપાડવી, કૃત્રિમ માણસનુ શિર તલવારના એક જ ઝટકાથી ઉડાવી નાખવું, વિકટોરિયા ક્રૉસ, સંગીત સાથે કવાયત, લાબું કૂદવું

એ વગેરે રમતો રાખવામાં આવતી અને તેમાં સરસ કામ કરી બતાવનારને ઇનામો આપવામાં આવતાં.

ગુનેગારોનો પત્તો મેળવવા માટે પગલાં ખોળી કાઢવાની પ્રથા ગુજરાતમાં ઘણી જૂની છે. આ પ્રથાને તાજી કરવાને માટે તે સંબંધી સઘળી માહિતી ભેગી કરવામાં આવી હતી અને તેને ચિત્રો સાથે છપાવી તેનાં પાટિયાં દરેક પોલીસ સ્ટેશને લટકાવવામાં આવ્યાં હતાં. દરેક મહાલે પોલીસ કચેરીઓ, થાણાં, ચોકી વગેરે માટે મકાનો અને પોલીસોને રહેવા માટે ઓરડીઓ બાંધવા ગોઠવણ કરવામાં આવી હતી. પોલીસ ફોજના માણસો-ની સુખસગવડ તરફ બને તેટલું ધ્યાન આપવામાં આવતું હતું. વડોદરા શહેરમાં પહેલાં કંઇ પણ સગવડ વગરનાં પોલીસ ચબૂતરાનાં જીર્ણ મકાનો હતાં, તે પડાવી નાખી સિટી ઇજનેર મે. મોતીભાઇ ભીખાભાઇ પટેલ પાસે રાજધાનીમાં શોભે એવી સુશોભિત, સગવડવાળી, અને થોડે ખર્ચે થાય તેવી સુંદર ચોકીઓના પ્લૅન તૈયાર કરાવી બંધાવવામાં આવી હતી, અને તેમાં પાણીના નળ, દીવાબત્તી વગેરેની વ્યવસ્થા કરી તેના કંપાઉન્ડમાં નાના નાના બગીચા પણ કરવામાં આવ્યા હતા.

પોલીસ વચ્ચે સહકાર.

નજીક નજીક આવેલી જુદી જુદી હકૂમત નીચેની પોલીસ વચ્ચે મિત્રભાવ અને સહકાર પેદા થયો હતો અને

તે ગુનાની શોધખોળમાં એકબીજાને ઘણો ઉપયોગી થઇ પડયો હતો. આ સંબંધમાં બે ત્રણ દાખલા માત્ર નમૂના તરીકે જણાવું છું:

વડોદરા રાજ્યના વિદ્યાધિકારી ખા. બા. જમસેદજી અરદેશર દલાલના વડીલ પુત્ર, (જે યુનાઇટેડ પ્રોવિન્સિસમાં સિવિલિયન છે તે) પોતાનાં બૈરીછોકરાં સાથે, રજાના થોડા દિવસ પોતાનાં માબાપ સાથે ગાળવા માટે વડોદરે આવ્યા હતા. જે દિવસે તે આવ્યા તેને બીજે દિવસે રાતે તેમનાં લૂગડાં ભરેલી પેટીઓ, જે બંગલાને મેડે વરન્ડામાં મૂકવામાં આવી હતી તે કોઇ ઉઠાવી ગયું અને આ ચોરી થયાની સવારમાં ખબર પડી કે તરત પોલીસને ખબર આપવામાં આવી. તપાસ શરૂ થઇ તેમાં એમ નીકળ્યું કે એક ધારાળાના ગાડામાં મૂકીને સામાન સ્ટેશનેથી ઘેર લાવવામાં આવ્યો હતો અને તે ગાડાવાળાની પાસે જ ઉતારાવી મેડે વરન્ડામાં મુકાવ્યો હતો. વધારે તપાસમાં એમ નીકળ્યું કે તે ગાડાવાળો વાસદ પાસે મહી નદી ઉપર આવેલા અનગઢ કાનવાડી ગામનો હતો. એ ગામના ધારાળા ચોરીના ગુના માટે મશહૂર છે અને ગાડી ફેરવવાને કે મજૂરી કરવાને બહાને વડોદરામાં ટોળીબંધ આવી ચોરી કરવાનો લાગ શોધતા અને ચોરીઓ કરી જતા. ખેડા જીલ્લાની હદમાં એ ગામ આવેલું હોવાથી ત્યાંની પોલીસની મદદથી

તપાસ કરતાં એમ જણાયું કે ચોરી ગાડાવાળાએ તથા તેની ટોળીનાં માણસોએ કરી હતી અને માલ આણંદ તાલુકાના નાપા ગામમાં પોતાના સગાના ખેતરમાં ઘાસના કુંધવામાં સંતાડ્યો હતો ત્યાંથી મળી આવ્યો. સન ૧૯૦૨ના ક્રિસ્ટમસ તહેવારોમાં અમદાવાદમાં રેવન્યુ કમિશનરને રહેવાના શાહીબાગના બંગલામાં કેટલાક અમલદારો તેમના કુટુંબ સાથે પરોણા તરીકે આવી રહ્યા હતા. રાતનું ખાણું ખાઈ સુતા પછી પરોણાનાં કપડાંની પેટીઓ ચોરાઇ ગઈ અને તે વાતની ખબર સવારે ઊઠ્યા પછી પડી. કમિશનર સાહેબે તથા અમદાવાદના પોલીસ સુપરિન્ટેડેન્ટે મને તારથી ખબર આપી, તે ઉપરથી કડી પ્રાંત પોલીસ મારફત અમદાવાદની આજુબાજુનાં વડોદરા રાજ્યની હદનાં ગામડાંમાં તરત તપાસ કરાવતાં કલોલ તાલુકાના શેરીસા ગામેથી ચોરીનો માલ તથા ચોર તરત પકડાઇ ગયા અને ચોરાયેલો માલ પરોણાઓને પોતાને ઘેર પાછા જતા પહેલાં મળી ગયો.

સન ૧૯૦૫ કે તે અરસામાં ભાવનગરના પોલીસ ખાતાના ઉપરી અધિકારી વડોદરે આવ્યા અને મને મળીને જણાવ્યું કે ભાવનગરના મહારાજા સાહેબની તસબીર ચિતરવાને એક બંગાળી ચિત્રકારને રોકયો હતો, તેણે તસબીર ચિતરી રહ્યા પછી કહ્યું કે ગળામાં પહેરવાનો મોતીનો કંઠો ચિતરવાનો બાકી છે માટે

અસલ કંઠો આપો તો તે ઉપરથી કામ સારૂં થાય. તેને કંઠો આપવામાં આવ્યો તે જ રાત્રે તેની ચોરી થયેલી હોવાનું તેણે બીજે દહાડે સવારે જણાવ્યું. પણ એવી રીતે કંઈ ચોરી થાય નહિ માટે ઉચાપત કરવા માટે કંઠો માગી લીધેલો હોવો જોઇએ અને ચોરીની વાત ખોટી હોવી જોઇએ એમ પ્રથમ ભાવનગરની પોલીસને લાગ્યું. ત્યાર પછી કેટલેક મહિને ગુજરાતમાં રહેતો ભાવનગર રાજ્યનો કોઇ નોકર રજા ઉપર ઘેર ગયો હતો તે બાતમી લાવ્યો કે કંઠાની ચોરી જ થઈ હતી અને ચોરી કરનાર ખેડા જીલ્લાના વાસદ ગામ પાસે આવેલા કોઈ ગામના ધારાળા હતા અને તેમણે મોતી જૂજ કિમ્મતે વેચી દીધાં હતાં એવી તે તરફ વાત ચાલે છે. આ પ્રમાણે જણાવી ભાવનગરના પોલીસ અધિકારીએ પત્તો પાડવાને મારી મદદ માગી, તે ખુશીથી આપવામાં આવી, તેમ જ ખેડા પોલીસ પાસે અપાવવામાં આવી. પરિણામે વાસદ પાસે હલદરૂ ખડોલ કરીને ગામ છે ત્યાંના ધારાળાએ ચોરી કરી હતી એમ શોધી કાઢી પાંચ ચોરોને પકડી રીતસર સોંપવામાં આવ્યા. તેમની ઉપર ભાવનગરમાં કામ ચાલ્યું, તેમાં ગુનાની સાબિતી થઈ શિક્ષા થઈ. પણ થોડા જ વખતમાં હરામખોરોએ જણાવ્યું કે 'માલ તો અમારે ઘેર છે, અમને ત્યાં લઈ જાઓ તો કાઢી આપીએ, તેથી ભાવ-

નગરની પોલીસ તેમને લઇને હલદરૂ આવી, ત્યાંથી હરામખોરો નાસી ગયા. તેમને ફરી પકડવા માટે ભાવનગરને ખેડા તથા વડોદરા પોલીસ તરફથી દીલોજાની ભરેલી મદદ મળી અને નાસી ગયેલા કેદીઓને ફરીથી પકડી આપવામાં આવ્યા હતા. આથી ભાવનગરના મહારાજા તથા તે વખતના દીવાન મહેરબાન ( હાલ સર ) પ્રભાશંકર પટણી ઘણા ખુશી થયા હતા, તેથી મેમાન તરીકે મને ભાવનગર બોલાવી મારી સારી આગતાસ્વાગતા કરી હતી. મરહૂમ ભાવસીંગજી મહારાજે મને કહ્યું કે "તમે અમારી પોલીસને બહુ સારી મદદ કરી તેથી ખુશી થયો છું." ઉત્તરમાં મેં કહ્યું કે "એ તો અન્યોઅન્ય મદદ કરવાનો અમારો ધર્મ છે. વળી ભાવનગર સાથે અમારા મહારાજા સાહેબનો એવો સારો નાતો છે કે જ્યારે જરૂર પડે ત્યારે ભાવનગરને તો બનતી મદદ કરવી એ અમારો ખાસ ધર્મ છે."

પ્રજાનો સહકાર.

પોલીસ ગમે તેટલી સુધરે તોપણ તેના કામમાં તેને જશ મળવા માટે પ્રજાવર્ગના સહકારની પણ જરૂર છે. ઈંગ્લાન્ડ વગેરે પાશ્ચાત્ય દેશોમાં લોકો પ્રજાધર્મ એવો ઉત્તમ રીતે સમજે છે કે કંઇ ગુનાઇત કૃત્ય પોતાની જાણમાં આવ્યું હોય તો તે સંબંધી પોતાની જાણની સર્વ હકીકત પોતાની મેળે પોલીસ

ચોકી ઉપર જઈને જણાવે છે અને સાક્ષી આપવા માટે તત્પરતા બતાવે છે પણ આપણે અહીં તો સાક્ષી આપવા જવાની અથડામણ પડે, આરોપીની ઇતરાજી થાય એ વગેરે ટાળવાને પોતાની જાણમાં હકીકત હોય અને તેમને ઘેર જઈને પૂછવામાં આવે તોપણ જાણે કંઈ જાણતા જ ન હોય એમ કહે છે. વળી તે દેશોના લોકો પોલીસનો હુકમ ઉમંગ તથા તત્પરતાથી ઉઠાવે છે અને ટ્રાફિક વગેરે સંબંધી નિયમન પ્રમાણે ખુશીથી ચાલે છે. આપણે અહીં જો કે દિનપ્રતિદિન સુધારો થતો જાય છે તોપણ તેવી વખાણવા જેવી સ્થિતિ હજુ થઈ નથી. મારા વખતમાં વડોદરા શહેરમાં ટ્રાફિક નિયમન સંબંધી સખત બંદોબસ્ત કરી ગાડીઓ ડાબી બાજુએ હાંકવાને ઠેકઠેકાણે પાટિયાં લગાવી તથા બીજી રીતે સૂચના કરી ગોઠવણ કરવામાં આવી હતી. તોપણ અકસ્માત અટકાવવાની આવી સાધારણ બાબતમાં પણ નિયમનું ઉલ્લંઘન થતું અને જો કહેવામાં આવે તો કેટલાક સરદાર વર્ગના અને બીજા મોટા ગણાતા લોકો એમ કહેતા કે "આવા નિયમ કંઈ અમારે માટે હોય નહિ." એનો જવાબ તેમની સમજૂત કરીને અને તે છતાં પણ ન માને તો દબાણ કરીને અગર ફરિયાદ માંડી દંડ કરાવીને આપવામાં આવતો. કાયદો માનીને નહિ પણ કાયદો તોડીને ચાલવામાં પોતાની

પ્રતિષ્ઠા છે એમ પોલીસ, સુધરાઈ વગેરે કામમાં લોકોના હિતને માટે કરેલા નિયમો પાળવાની બાબતમાં કેટલાક લોકોની હજી પણ માન્યતા છે, તો પચીસ વર્ષ પહેલાં એથી પણ વધારે હોય તેમાં શી નવાઈ !

નિયમનો સખત અમલ.

એ જ રીતે પોલીસના પોતાના શુદ્ધ વર્તન માટે ગમે તેવા સારા નિયમ કર્યા હોય તોપણ જ્યાં સુધી તેનો કડક રીતે અમલ થાય નહિ ત્યાં સુધી કંઇ સુધારો થાય નહિ. એ જ ધોરણ બીજા ખાતાના નોકરોને પણ લાગુ પડે છે. પોલીસની પેઠે, મુલકી, ન્યાય વગેરે રાજ્યનાં બીજાં ખાતાંમાં પણ મેં જોયું હતું કે શિક્ષા કરવામાં કેટલાક ઉપરી અમલદારો ઘણા ઢીલા અને ખોટી દયાવાળા હોય છે. તેમને એમ લાગે છે કે બિચારો નોકરીમાંથી જશે તો તેનાં છોકરાં શું ખાશે ? પણ તેમને એ વિચાર આવતો નથી કે આવો જુલમગાર અમલદાર નોકરીમાં જારી રહેશે તો શ્રીમંત સરકારનાં વીસ લાખ ઉપરાંત છોકરાંની શી દશા થશે ? કેટલીક વખતે કસૂરદાર વિરૂદ્ધ કરેલી તપાસમાં આ તો દ્વેષથી ઉભું કર્યું છે, હું બંગલે સલામ કરવા જતો નથી તેથી મારા ઉપર ઇતરાજી રાખે છે વગેરે આક્ષેપો ઉપરી અમલદાર વિરૂદ્ધ કસૂરદારો કરે છે, અને કદાચ કસૂરદાર વગવાળો હોય

તો તેની કસૂર સંબંધી તપાસ કરનાર ઉપરી અમલદારને પોતાને જ આરોપી બનવાનો પ્રસંગ આવે છે. આથી કરીને કેટલાક પોચા ઉપરી અમલદાર તાબાના નોકરોની કસૂર સંબંધે આંખમીંચામણું કરી યોગ્ય પગલાં લેતા નથી. પણ એવી રીતે ડરી જઇ પોતાનું કર્તવ્ય ન કરવું એ બરાબર નથી. ગમે તે થાય તોપણ ઉપરી અમલદારે પોતાની ફરજ નીડરપણે બજાવવી જ જોઇએ. જો તેમ ન કરે તો તે અમલદારને માટે લાયક ગણાય નહિ. સાચને આખરે કંઈ આંચ આવતી નથી અને સત્યનો જય જ થાય છે એમ મને પોતાને તો ઘણાં કામમાં અનુભવ થયો છે. મારા વખતમાં એક પોલીસ ફોજદારે કોઇ ગામના પટેલ ઉપર ખફગી થવાથી તેને પકડી હજામને બોલાવી તેનું માથું બોડાવી નાખ્યું હતું. બીજા એક અમલદાર જે સર ફોજદાર હતા તેમને તેમના બંગલાની પાસે આવેલી કોઈ બ્રાહ્મણની જમીન તે બ્રાહ્મણે વેચાણ આપવા ના પાડી તેથી તેના ઉપર ગુસ્સે થઇ તેને ઘણો માર માર્યો હતો. આ બંને અમલદારો વિરૂદ્ધ તેમના ઉપરી અમલદારોને ફરિયાદો થઇ પણ તે બંને લાગવગ ધરાવતા હોવાથી વખતે તેમનાં સગાંસંબંધીને ખોટું લાગશે એમ માની લઇ તેમણે તપાસ કરી નહિ. તેથી આખરે ખાતાના જવાબદાર ઉપરી તરીકે મને ફરિયાદ થતાં મેં જાતે તપાસ કરી.

તેમાં બંને ઇસમોની કસૂર જણાયાથી ઘટિત શિક્ષા કરાવી હતી. એ લોકો સાથે મારા ખાતાના ઉપરી સિવાયનો મારે બીજો કોઇ સંબંધ ન હતો છતાં મેં ખાનગી દ્વેષથી તેમની સાથે તરકટ કરી ખોટો કેસ ઉભો કર્યો છે એવો બચાવ તે લઇ આવ્યા હતા. મારા ઉપરનો આક્ષેપ પાયા વગરનો હતો તોપણ ખરા ખોટાની ખાત્રી કરવા સરકારે ગુપ્ત રીતે તપાસ પણ કરાવી હતી. પણ આખરે એ આક્ષેપ ખોટો અને પાયા વગરનો છે અને એ પોલીસ અમલદાર પોલીસમાં રાખવા લાયક નથી એમ જણાયાથી તેમને કમી કરવામાં આવ્યા હતા. પરિણામે મારી આબરૂ કમી થવાને બદલે વધી, અને ખાતામાં તેની એવી સારી અસર થઇ કે ખરાબ નોકરો મારાથી બીવા લાગ્યા.

મિલિટરીનો સહકાર.

પોલીસ અને મિલિટરી એ બંને પ્રજારક્ષણનાં ખાતાં હોવાથી તેમની વચ્ચે સદ્ભાવ અને સહકાર હોવો જોઇએ, છતાં કેટલીક વાર વિરોધ ચાલતો જોવામાં આવતો. મારી પોલીસખાતાની નોકરીની શરૂઆત વખતે કોઇ કોઇ વાર મિલિટરીખાતાના સિપાઇઓ રાત્રે કોઇ તરકીબથી લાઇન બહાર નીકળી જઇ શહેરમાં ઘરફોડ ચોરી કરતા. મળેલી બાતમી ઉપરથી શકદાર ઇસમોને ઓળખાવી પકડાવવા અગર ચોરીએ ગયેલા

માલની તપાસ માટે મિલિટરી લાઇનમાં ઝડતી લેવા પોલીસ અમલદારો જતા ત્યારે તેમને મદદ મળતી નહિ, એટલું જ નહિ પણ કોઇ કોઇ વાર તો તેમને કાઢી મૂકવામાં આવતા, અને અમારા કાયદાની રૂઇએ અમે તપાસ કરીશું, એમ કહી પાછળથી કંઇ કરવામાં આવતું નહિ. આવા એક બે પ્રસંગે મેં જાતે જનરલ સાહેબને મળી બંદોબસ્ત કર્યો હતો અને તે વખતે સારી મદદ પણ મળી હતી. પણ કર્નલ બર્ડવૂડ જનરલની જગ્યાએ આવ્યા ત્યાં સુધી પોલીસને આવે પ્રસંગે જે તકલીફ થોડેઘણે દરજ્જે રહી હતી, તે તેમના આવ્યા પછી ભાગ્યે જ જણાતી.

પોલીસને સુધારવાનો મુશ્કેલ પ્રશ્ન

પોલીસને સુધારવાનો પ્રશ્ન જેટલો મહત્વનો છે તેટલો જ મુશ્કેલ છે. એના ઉકેલને માટે મારા વખતમાં દરેક પ્રકારના પ્રયત્નો કરવામાં આવ્યા હતા, તેથી પહેલાંને મુકાબલે ઘણો સુધારો થયો હતો, તો પણ એથી પૂરેપુરું સંતોષકારક પરિણામ આવ્યું હતું એમ કહી શકાય નહિ. હિંદુસ્તાનમાં પોલીસસુધારા માટે બહોળું ક્ષેત્ર છે. પણ તેનો સંતોષકારક નિકાલ થવાને ઉપરી અમલદારોનો સતત પ્રયાસ તેમ પોતાની જાતનો ઉત્તમ દાખલો પણ જરૂરનો છે. પોલીસની સુધારણાનો આધાર સમાજસુધારણા ઉપર પણ રહે છે. સમાજનું :નીતિવિષયક

ધોરણ હજુ એટલું નીચું છે કે તેને લીધે ઘણા ખોટા બનાવો બહાર આવી શકતા નથી. વળી પોલીસને મદદ કરવી એ પોતાના હિતની વાત છે એ વિષે જનસમાજને પૂરેપુરો ખ્યાલ નથી. પોલીસને ગુનેગારો પકડવા પડે છે એટલું જ નહિ પણ બીકણ અને સ્વાર્થી સાક્ષીઓને પણ હિંમત આપી આગળ આણવા પડે છે. થોડા વખતથી પોલીસના પગારમાં વખતોવખત વધારો કરવામાં આવ્યો છે અને હજી પણ તે કરતાં વિશેષ વધારો કરવાની કદાચ જરૂર પડશે; પરંતુ માત્ર વધારે પગાર આપવાથી તેમની મનોવૃત્તિ સુધરશે અગર વધારે પ્રમાણિક લોકો પોલીસમાં દાખલ થવા બહાર પડશે એ શકભરેલું લાગે છે. અત્યારની વસ્તુસ્થિતિ જોતાં અજ્ઞાન, નબળા, અને માત્ર નિર્વાહ મેળવવા માટે પોલીસમાં દાખલ થયેલા લોકો લાલચને વશ ન થાય અને પ્રમાણિક ચારિત્રના નિયમો જાણી તે પ્રમાણે વર્તે એવી આશા રાખવી ફોકટ છે. હિંદુસ્તાનમાં જ્યાંસુધી સામાજિક નીતિનું ધોરણ ઉચ્ચ થાય નહિ અને તેને લઇને વધારે સારા પોલીસોની ભરતી થાય નહિ ત્યાં સુધી પોલીસ ફોજમાં સંતોષકારક સુધારો થવો અસંભવિત છે.

સામાજિક સુધારો.

પોલીસખાતા તરફથી સામાજિક સુધારો થાય એ કદાચ નવાઇ જેવું લાગશે, પરંતુ મારા વખતમાં તે પણ

કંઈક દરજ્જે કરવામાં આવ્યું હતું. હોળીના તહેવારોમા રૂઢીને બહાને ઘણી અસભ્ય અને નહિ ઈચ્છવા જેવી બાબતો વડોદરા શહેરમાં તથા રાજ્યમાં બીજે ઠેકાણે થતી હતી. માટીનાં મોટાં નગ્ન પૂતળાં ( જેને ઈલાજી કહેતા હતા તે ) રસ્તા ઉપર મૂકવામાં આવતાં; જૂના જોડા અને ઈંટોથી લડાઇ થતી; પોતાના ઓળખીતા તેમ જ અજાણ્યા માણુસો ઉપર ખાળકૂંડીનો કાદવકીચડ નાખવામાં આવતો; જાહેર રસ્તામાં ગલીચ ગાળો દેવાતી; અને ગાજર, બટાટા વગેરે ઉપર બીભત્સ શબ્દો કોતરી તેનો છાપો, રસ્તે જતા આવતા ઉપર મરાતી. આ સઘળું હોળીના તહેવારોમાં થતું. આ તોફાનો અટકાવવા માટે જાહેરનામાં પ્રસિદ્ધ કરી તેનુ ઉલ્લંઘન કરનારને શિક્ષા કરવાનું ઠરાવ્યું હતું અને કેટલાકને શિક્ષા પણ કરાવી હતી, તેથી થોડા વખતમાં જ આ તોફાનો સદંતર બંધ થઇ ગયાં અને હાલ કોઈ ઠેકાણે તેમાંનું કશું જોવામાં આવતું નથી.

**સરકાર વિરૂદ્ધ ચળવળ.**

હું પોલીસ કમિશનર હતો તે અરસામાં બંગાળાના ભાગલા પડવાથી અને સ્વદેશી ચળવળથી બ્રિટિશ હિંદુસ્તાનમાં રાજદ્વારી ખળભળાટ અને સરકાર વિરૂદ્ધ ચળવળ ચાલતી. બૉમ્બ પણ બનાવવામાં આવી મોટા અમલદારો

પર નાખવામાં આવતા. સારા ભાગ્યે વડોદરા રાજ્યમાં એવી કોઇ પણ ચળવળ ન હતી. પરંતુ કેટલીક વખત એવી ચળવળ કરવા માટે બહારથી કોઇ લોકો આવતા તેમને રાજ્યની હદ બહાર ચાલ્યા જવા માટે દબાણ કરવામાં આવતું. એટલું જ નહિ પણ તેમની બધી હિલચાલ ઉપર બારીકાઇથી નજર રાખી જે હકીકત મળી આવે તેની ખબર તેઓ જ્યાંથી આવ્યા હોય તથા જ્યાં જવાના હોય ત્યાંની પોલીસને સત્વર આપવામાં આવતી.

યુવરાજનું લગ્ન.

પોલીસ કમિશનર તરીકેની મારી કારકીર્દિમાં જે મોટા સમારંભ થયા તેમાં સૌથી પહેલો યુવરાજ ફત્તેહસિંહરાવના લગ્ન સંબંધી હતો. તેમની ઉમ્મર સન ૧૯૦૨માં ૧૯ વર્ષની થઇ હતી તેથી હવે તેમનું લગ્ન કરવું જોઈએ એમ લાગવાથી વરકન્યા કેવાં હોવાં જોઇએ એ વિષે સલાહ લેવા શ્રીમંત સરકાર મહારાજા સાહેબે એક સમિતિ નીમી હતી. તેમના નિવેદન ઉપરથી “ વધૂવર પરીક્ષા ” નામનું પુસ્તક તૈયાર કરવામાં આવ્યું હતું. પૂના, સાતારા, નાગપુર વગેરે સ્થળેથી કન્યાના બાપ તરફથી માગાં આવ્યાં હતાં, તે પૈકી યુવરાજની પોતાની પસંદગીથી ફલટનના જાગીરદાર શ્રીમંત ગમચંદ્રરાવ નિંબાળકરનાં પુત્રીને

વધૂ તરીકે પસંદ કરવામા આવ્યાં હતાં. શ્રીમંત સંપતરાવ ગાયકવાડના અધ્યક્ષપણા નીચે લગ્નપ્રસંગે કરવાની ધામધૂમની વ્યવસ્થા કરવા એક સમિતિ નીમવામા આવી હતી, અને લગ્નને માટે સન ૧૯૦૪ના ફેબ્રુઆરી માસની ચોથી તારીખ નક્કી થઇ હતી. પોલીસબંદોબસ્ત સંબંધી સઘળી વ્યવસ્થા મારે કરવાની હતી. આમંત્રિત ગૃહસ્થો તા. ૧લી ફેબ્રુઆરીથી આવવા લાગ્યા. દેશી પરોણાને માટે પાદરા રોડ ઉપર કેમ્પ રાખવામા આવી હતી. કાશ્મિર, ઇંદોર, દેવાસ, ભાવનગર વગેરે સ્થળેથી આવેલી મંડળીને આ કેમ્પમાં ઉતારવામા આવી હતી. રાજામહારાજાઓને જુદા જુદા મહેલ તથા બંગલામા ઉતારવામાં આવ્યા હતા. ઇંદોરના મહારાજા, ધારના રાજા, ગોંડલના ઠાકોર સાહેબ વગેરે પધાર્યા હતા. એકંદરે દેશી પરોણા સુમારે છસો હતા. યુરોપિયન પરોણા માટે કોલેજના કંપાઉન્ડમાં ગોઠવણ કરવામાં આવી હતી. મુંબઇના ગવર્નર નામદાર લૉર્ડ લેમિંગ્ટન પધારવાના હતા તેથી તેમને માટે એક સારા ઇલાયદા બંગલામાં તજવીજ કરવામાં આવી હતી, પણ છેલ્લી ઘડીએ કાઇ અગત્યના કામમા રોકાણ થવાથી આવી શકયા ન હતા. ઑન. મી. ફુલ્ટન, નામદાર રેસિડેન્ટ સાહેબ મી મીડ, ઉત્તર વિભાગના કમિશનર મી. લૉરેન્સ અને બીજા

નામાંકિત યુરોપિયન પરોણા સુમારે ૮૦ હતા. રાજ્યનાં તથા રાજ્ય બહારનાં જુદાં જુદાં સ્થળોએથી તથા નજીકનાં ગામડાંમાંથી આતશબાજી, રોશનાઈ, સાઠમારી વગેરે થનારી ગમ્મતો જોવાને હજારો પ્રેક્ષકો આવ્યા હતા તેથી પોલીસને બંદોબસ્ત કરવાનું કામ ભારે થઇ પડયું હતું. પહેરા, તારણ, બંદોબસ્ત વગેરે માટે શહેરની પોલીસ પહોંચી વળે એમ નહિ હોવાથી કડી, નવસારી વગેરે પ્રાંતોમાંથી પોલીસનાં માણસ બોલાવ્યાં હતાં. લગ્નપ્રસંગનો વરઘોડો ઘણો મોટો અને સુશોભિત હતો. રાજઘરાણામાં લગ્નનો આ પહેલો પ્રસંગ હોવાથી ઉમંગ તથા ધામધૂમ ઘણી હતી તોપણ ઇશ્વરકૃપાથી કાંઇપણ અકસ્માત થયા વગર બધા પ્રસંગ નિર્વિઘ્ન પસાર થયા હતા. પોલીસબંદોબસ્તથી શ્રીમંત મહારાજા સાહેબ એટલા બધા ખુશી થયા હતા કે મને રૂબરૂ બોલાવી સંતોષ બતાવ્યો અને પોલીસના બધા માણસોને સરકાર તરફથી ભોજન આપવા હુકમ કર્યો. તે પ્રમાણે લગ્નસમારંભ તા. ૮ મી ફેબ્રુઆરીને રોજ પૂરો થયા પછી પોલીસના અમલદાર તથા સિપાઇઓને માટે ખાસ ભોજનસમારંભ કરી જમાડવામાં આવ્યા હતા. વડોદરાની પોલીસના ઇતિહાસમાં પોલીસના કામથી રાજી થઇ જમણ આપવાનો આ પહેલો પ્રસંગ હતો.

બીજો પ્રસગ સન ૧૯૦૭માં ઉજવાએલા રૌપ્ય મહોત્સવનો હતો. શ્રીમંત સરકાર મહારાજા સાહેબે રાજ્ય-

રૌપ્ય મહોત્સવ.

સત્તા પોતાના હસ્તક તા. ૨૮ ડીસેમ્બર ૧૮૮૧ના રોજ લીધી હતી તે પછી પચીસ વર્ષ સન ૧૯૦૬ના ડીસેમ્બરમા પૂરા થતા હોવાથી શ્રીમંતે અથાગ શ્રમ લઈ પ્રજાકલ્યાણના ઘણા કામો પચીસ વર્ષમા કરેલા હોવાથી તેમના પ્રત્યે પોતાના પ્રેમ અને આભારની લાગણી પ્રદર્શિત કરવા વડોદરા રાજ્યની પ્રજાએ શ્રીમંતની યશસ્વી રાજ્યકારકિર્દીના પચીસ વર્ષનો રૌપ્ય મહોત્સવ ( સિલ્વર જ્યુબિલી ) ઉજવવા ઠરાવ્યુ, અને તેને માટે ઘટિત તજવીજ કરવા એક કાર્યવાહક સમિતિ નીમી તેમા હું સભાસદ તથા મુખ્ય સેક્રેટરી હતો. તા ૨૮ ડીસેમ્બર ૧૯૦૬ને રોજ મહારાજા સાહેબની સવારી કલકત્તા તરફ હતી, તેથી એવું ઠરાવ્યું કે તેઓશ્રીના જન્મદિવસના ઉત્સવનો પ્રસંગ સન ૧૯૦૭ના માર્ચની ૫મી તારીખે થવાનો હતો તે વખતે રૌપ્ય મહોત્સવ પણ ઉજવવો. તે પ્રમાણે તા. ૫–૩–૧૯૦૭નો શુભ દિવસ તથા તે પછીના પાચ દિવસ આખા રાજ્યમા જાહેર તહેવાર તરીકે પાળવાને અને મોટા પાયા ઉપર ધામધૂમ કરવાને ઠરાવવામા આવ્યું. કાર્યક્રમની યાદી નક્કી કરી લાબા સમય સુધી તે પ્રમાણે તેને માટે તડામાર

તૈયારીઓ શરૂ કરી. વડોદરાને માટે જે કાર્યક્રમ થયો તેવો જ જરૂર પ્રમાણે ફેરફાર સાથે વડોદરા બહારના દરેક ગામડા તથા કસ્બા માટે પણ રાખવામાં આવ્યો. વડોદરા શહેરમાં દિવસ ઉગતાં જ ૨૧ તોપોની સલામતી આપવામાં આવી, તથા મહારાજાના દીર્ઘાયુષ માટે દેવળો, મંદિરો અને મસીદોમા પ્રાર્થના થઈ. વારસિયાના મેદાનમાં દસહજાર માણુસ સમાય એવડો મોટો મંડપ ઘોડાના નાળના આકારમા તૈયાર કર્યો હતો તેમાં નામદાર રેસિડેન્ટ, ઑનરેબલ મી. ફુલ્ટન અને બીજા ઘણા પ્રતિષ્ઠિત ગૃહસ્થો તથા બાનુઓએ બેઠક લીધી હતી અને બહાર રાજમહેલથી તે વારસિયા સુધી મોટી મેદની જામી હતી. શ્રીમંત મહારાજા સાહેબ સવારીના પૂર્ણ ભપકાથી પધાર્યા હતા. તેમને વડોદરાના નગરશેઠની આગેવાની નીચે કાર્યવાહક સમિતિના સભ્યોએ આવકાર આપ્યો અને તે પછી મહારાજાની પ્રજાવત્સલતાનાં કામોની વિગતવાળું એક માનપત્ર નગરશેઠે વાંચી બતાવી સુંદર દાબડામાં મૂકી અર્પણ કર્યું. તેનો જવાબ શ્રીમંત મહારાજા સાહેબે ઘટિત શબ્દોમાં આપતા કહ્યું કે "મારી ફરજ કરતા મેં કાંઇ વિશેષ કર્યું નથી. હજી તો મારે પ્રજાહિતાર્થે ઘણું કરવાનું છે અને તે કરીશ ત્યારે જ મને સંતોષ થશે. મારી પ્રજા અને મારા અમલદારોએ મારા પ્રત્યે પ્રેમની જે

લાગણી દર્શાવી છે તેથી મને આજે ઘણો આનંદ થયો છે." શ્રીમંત મહારાજાનો ઉત્તર પૂરો થયા પછી આ શુભ પ્રસંગે તેમણે કરેલી બક્ષિસોની યાદી નામદાર દીવાન કેરશાસ્પજી સાહેબે વાચી બતાવી, તેમા પ્રાથામક કેળવણી મફત કરવાનુ', વડોદરામા જ્યુબિલી સ્કવેર ઉઘાડવાનુ, વડોદરા શહેરને માર્કેટ બધાવી આપવાનુ, કૂવા માટે સાડાપાચ લાખ રૂપિયા આપવાનુ', ઇસ્પિતાલો કાઢવાનું અને વિલાયતમા અભ્યાસ કરવા જવા શિષ્યવૃત્તિઓ આપવાનુ' એ મુખ્ય હતી. એ પછીના દિવસે અગડના ખેલ, મિલિટરી રિવ્યુ, રોશનાઇ, આતશબાજી, જાહેર રમતગમતો, બાગકામનુ' પ્રદર્શન, બાળકોનો મેળાવડો એ વગેરે હતા. સૌથી છેવટનો એટલે તા. ૧૦મી માર્ચનો દિવસ ખાસ યાદગાર હતો. તે દિવસે પાછલા પહોરે કૉલેજના કંપાઉન્ડમા કૉલેજ તથા હાઇસ્કૂલના વિદ્યાર્થીઓના ખેલ હતા, અને તે પૂરા થયા પછી સંધ્યાકાળે કૉલેજના પ્રોફેસરો તથા ચાલુ તથા પહેલાના સુમારે ૫૦૦ વિદ્યાર્થીઓ હાથમા મશાલો લઇ વરઘોડા રૂપે શ્રીમંત મહારાજા સાહેબને કૉલેજથી તે ઠેઠ લક્ષ્મીવિલાસ રાજમહેલ સુધી લઇ ગયા હતા રસ્તામા કોઠી આગળ સૌ કોઇને ખુશાલીનો એવો ભારે ઉમળકો આવી ગયો કે શ્રીમંત મહારાજા સાહેબની પરવાનગીથી બગીના

ઘોડા છોડી નાખી પ્રોફેસરો, વિદ્યાર્થીઓ, અમલદારો અને નાગરિકોએ પોતે ગાડી ખેંચીને શ્રીમંત મહારાજાને રાજમહેલમાં પહોંચાડયા. રાજમહેલમાં પહોંચતાં શ્રીમંત મહારાજાની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં અને ગદગદતે કંઠે તેઓશ્રી ગુજરાતી ભાષામાં એવી મતલબનું બોલ્યા હતા કે "મારી જીંદગીમાં આ એક અપૂર્વ દિવસ તરીકે હું ગણીશ, આટલું બધું માન તમે મને આપ્યું તેથી મારા મનમાં ખુશાલી માતી નથી. મેં કાંઇ વિશેષ કર્યું નથી. મેં માત્ર મારી ફરજ બજાવી છે અને તેમાં કદાચ કાંઇ ભૂલ પણ કરી હશે કેમ કે હું પણ માણસ છું, પરંતુ જાણીબુઝીને કાંઇ ભૂલ કરી નથી. તમારા ભલા માટે મારાથી બનતું હું હંમેશ કરીશ." આ પ્રમાણે રૌપ્ય મહોત્સવ સારી રીતે પસાર થઇ ગયો. ઉઘરાણામાં જે નાણાં ભેગાં થયાં હતાં તેમાંથી પાછળથી સાઠ હજાર રૂપિયાને ખર્ચે શ્રીમંત મહારાજા સાહેબનું કાંસાનું ઘોડેસ્વાર બાવલું વિલાયતના પ્રખ્યાત કારીગર ડરવેન્ટ વૂડ પાસે બનાવરાવી હાલ છે તે પ્રમાણે નીચે પ્રમાણે અંગ્રેજી, ગુજરાતી અને મરાઠી લેખ સાથે રૌપ્ય મહોત્સવની યાદગીરી તરીકે કામાટી બાગના ઝાંપા સામે મૂકવામાં આવ્યું હતું:—

"શ્રીમંત સરકાર મહારાજા ત્રીજા સયાજીરાવ
ગાયકવાડ, જી. સી. એસ, આઈ., સેનાખાસખેલ
સમશેર બહાદુર.
જન્મઃ તા. ૧૦ માહે માર્ચ સને ૧૮૬૩.
રાજ્યારોહણઃ તારીખ ૨૭ માહે મે સને ૧૮૭૫.
આ પૂતળું શ્રીમંતની કૃતજ્ઞ પ્રજા તથા ભારતવર્ષમાં
અને સમુદ્રપાર રહેતા
ગુણજ્ઞ લોકો તરફથી
તારીખ ૫ માહે માર્ચ સન ૧૯૦૭ ને રોજ કરેલા
શ્રીમંતના રૌપ્ય મહોત્સવના સ્મરણાર્થે તથા રાજનિષ્ઠા-
દર્શક અને શ્રીમંતના ઉત્તરોત્તર ઉત્કર્ષ પામતા રાજ્યના
અભિનંદનાર્થે ઉભું કરવામાં આવ્યું છે."

વાઇસરોયની પધરામણી.

પોલીસખાતાની મારી નોકરીના છેલ્લા વરસનો મહત્વનો બનાવ એ હતો કે વાઇસરોય અને હિંદના ગવર્નર જનરલ રાઇટ ઓનરેબલ, ધી અર્લ આફ મિન્ટો, પી. સી, જી. સી. એમ. જી, શ્રીમંત મહારાજા સાહેબને મળવા વડોદરે પધાર્યા હતા. નામદાર વાઇસરોય અને લેડી મિન્ટોએ તા. ૧૩-૧૧-૧૯૦૯ ના રોજ વડોદરા પધારી તા. ૧૬-૧૧-૧૯૦૯ની રાત્રે વિદાય લીધી હતી. એ પ્રસંગે શિરસ્તા પ્રમાણે સ્વાગત, દરબાર, મિજબાની વગેરે થયાં તેમાં પોલીસના

લોકોને ચાર દિવસ સુધી બંદોબસ્તનું ઘણું કામ કરવાનું હતું. તે વખતે અહીંના બદમાશો કંઇ તોફાન કરે એવો મને કંઇ ભય ન હતો. પરંતુ બહારથી બ્રિટિશ રાજ્યના કોઇ હરામખોરો આવી લાગ ફાવે તો કાંઇ તોફાન કરે તેની ફિકર હતી. એથી મેં એવા લોકોની ઉપર નજર રાખવામાં મદદ માટે બંગાળા, ઉત્તર પ્રાંતો, પંજાબ અને મુંબઇની છૂપી પોલીસના કેટલાક અમલદારોને બોલાવરાવી તેમાંથી થોડાને વડોદરા, બાજવા, વિશ્વામિત્રી, મકરપુરા વગેરે વડોદરા નજીકનાં સ્ટેશનોએ કોઇ બહારના શકદાર આવે તો તપાસ રાખવાના કામ ઉપર મૂકયા હતા; અને બાકીનાને રસ્તામાં જ્યાં ભીડ હોય તેવાં સ્થળોએ ગોઠવ્યા હતા. બહારથી આવેલા એ અમલદારોને એવો હુકમ આપવામાં આવ્યો હતો કે પોતાના પ્રદેશ તરફનો કોઇ શકદાર જોવામાં આવે તો તેને પકડી તરત અહીંની પોલીસને વધારે તપાસ માટે સોંપી દેવો. આ અગમચેતી ડહાપણભરેલી હતી એમ પાછળથી જણાઇ આવ્યું હતું. જ્યારે નામદાર લૉર્ડ અને લેડી મિન્ટો વડોદરે આવવા માટે અમદાવાદ સ્ટેશને બગીમાં બેસીને આવતાં હતાં તે વખતે રસ્તામાં કોઈ બદમાશે ના. વાઇસરૉયની બગી તરફ બોમ્બ ફેંકયો પરંતુ સદ્‌ભાગ્યે નિશાન ચૂકી ગયો અને એક મોટી

આફત ટળી ગઇ. મને અમદાવાદના ડિસ્ટ્રિક્ટ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ તરફથી તારથી આ બનાવની ખબર મળી એટલે તરત જ મેં અમદાવાદ તરફથી આવતા બદમાશોની ખાસ તપાસ રાખવા માટે બંદોબસ્ત રાખ્યો હતો. મારા નસીબે વાઇસરૉય સાહેબની પધરામણીના ચારે દિવસો કંઇ અનિષ્ટ બન્યા વગર સારી રીતે પસાર થઇ ગયા અને શ્રીમંત મહારાજા સાહેબને આથી ઘણો સંતોષ થયો તેથી મારી સેવાની યોગ્ય કદર કરવા માટે તેઓશ્રીએ મને એક વિશેષ બઢતી આપવા હુકમ કર્યો હતો. નામદાર વાઇસરૉય અને લેડી મિન્ટોએ પણ તા. ૧૬મી નવેમ્બરની રાત્રે વિદાય થતાં પહેલા મને રૂબરૂ બોલાવી મેં રાખેલા ઉત્તમ બંદોબસ્ત માટે સાબાશી આપી હતી. પછી બીજે દિવસે નામદાર વાઇસરૉયના મિલિટરી સેક્રેટરી તરફથી રેસિડેન્ટ મારફતે મને વાઇસરૉયના કૅમ્પમાંથી તા. ૧૬–૧૧–૦૯નો પત્ર મળ્યો હતો કે, “ના. વાઇસરૉયની વડોદરાની પધરામણી વખતે આપે જે ઉત્તમ પોલીસબંદોબસ્ત રાખ્યો તે માટે આપને અભિનંદન પત્ર લખવા તેઓ નામદારે મને આજ્ઞા કરી છે. વડોદરાની પોલીસ ચપળ જણાઇ હતી અને દરેક પ્રસંગે તેણે સારૂ કામ કર્યું હતું.” આ પછી થોડા વખતમાં મારી આ અલ્પ સેવાની વિશેષ કદર તરીકે ૧૯૧૧ના નવેમ્બરની અગિયારમી તારીખે શ્રીમંત મહારાજા

સાહેબની સંમતિથી બ્રિટિશ સરકાર તરફથી મને 'રાવ બહાદુર'નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો.

આ વખતના દીવાન.

પોલીસ કમિશનર તરીકેની મારી કારકીર્દિ દરમ્યાન પાંચ દીવાન થઇ ગયા હતા. તે અનુક્રમે દી. બ. શ્રીનીવાસ રાઘવ આયંગર, દી. બ. ધામણસ્કર, નામદાર કેરશાસ્પજી શેઠ, સર મનુભાઇ નંદશંકર મહેતા અને આર. સી. દત્ત હતા. દી. બ. આયંગર ઘણા વિદ્વાન, પ્રૌઢ, અનુભવી અને મક્કમ વિચારના હતા. વડોદરાના દીવાન થતાં પહેલાં તેઓ મદ્રાસમાં નોંધણી ખાતાના ઉપરી હતા અને મદ્રાસ ઇલાકામાં થએલી ચાળીસ વર્ષની પ્રગતિ વિષે તેમણે એક મોટું અને માહિતીથી ભરપૂર પુસ્તક લખ્યું હતું. હું જ્યારે તેમને મળવા ગયો ત્યારે તે પુસ્તકની એક નકલ તેમણે મને ભેટ તરીકે આપી હતી. તેમને વાંચનનો ઘણો શોખ હતો. પોતાનો ખાનગી મોટો પુસ્તકસંગ્રહ પોતાના બંગલામાં તે રાખતા અને તેમાંથી સારાં લાગે તે પુસ્તકો મળવા જનાર અમલદારોને વાંચવા માટે આપતા.

સન ૧૯૦૩મા તેમના ગયા પછી સરસૂબા દી. બ. ધામણસ્કર થોડા મહિના દીવાન થયા હતા. તે ઘણા સાદા અને ભલા હતા. નિયમનો ઉદ્દેશ નહિ પણ નિયમની

શબ્દરચના તરફ તે વિશેષ લક્ષ આપતા. તેમનામા કંઈ ખાસ વિદ્વતા ન હતી પણ ઘણા મહેનતુ અને પ્રમાણિક હતા સારી ચાલના કાવશિયા લોકોના નામ મેં હાજરીમાથી કમી કરાવ્યા અને ગામના રખા તરીકે સીધી લોકોને રાખવાનો પ્રતિબંધ કર્યો તે તેમના વખતમા બન્યું હતુ. આજ્ઞાપત્રિકામા મારા તે સબંધીના વટહુકમ તેમના જોવામા આવ્યા તે ઉપરથી તેમણે મને બોલાવ્યો અને કહ્યું કે આ પ્રમાણે કરવાથી બદોબસ્ત તૂટી જશે અને ગુના વધી જશે માટે વટહુકમ પાછા ખેંચી લેવા. મેં તેમને સમજાવ્યું કે કાવશિયાની નોધવહીમા ઘણા લોકો હોવાથી પટેલો તરફથી હાજરી બરાબર લેવાતી નથી એટલું જ નહિ પણ જે કાવશિયા ગણાતી જાતમા જન્મ્યો હોય પણ ખેતીવાડી, નોકરી વગેરે કરી પ્રમાણિકપણે ગુજરાન ચલાવતો હોય તેને હાજરીમા દાખલ કરવાથી તે પોતાનો ધંધો બરાબર કરી શકતો નથી, અને નકામી હરકત ભોગવે છે, માટે એવાને હાજરીમા ન રાખવા એ તેમના હિતને માટે તથા બંદોબસ્તને માટે સારૂં છે, સીધી લોકો જે ગામનું રખોપું રાખ્યું હોય તે ગામની સીમ સારી સાચવે છે પણ દેશમાથી પોતાના સગાસંબંધીઓને બોલાવી નજીકના પ્રદેશમા ડેકોઇટી, લૂંટ વગેરે ભારે ગુના કરે છે, તેથી એવા લોકને રખા તરીકે રાખવા દેવા

નહિ એ જ સારૂં છે. આ ખુલાસો તેમને પૂરેપુરો સમાધાનકારક લાગ્યો નહિ, તો પણ કહ્યું કે, ઠીક, તમારી જવાબદારી ઉપર જે કરવું હોય તે કરો.

દી. બ. ધામણસ્કર નાદુરસ્ત તબિયતને કારણે નિવૃત્ત થયા પછી સન ૧૯૦૪મા નામદાર કેરશાસ્પજી સર ન્યાયાધીશની જગ્યા ઉપરથી દીવાનપદે આવ્યા હતા. તેમણે રાજ્યનાં જુદાં જુદા ખાતામાં કામ કરેલુ હોવાથી રાજ્યની એકંદર હકીકતના અનુભવી હતા. તે દરેક કામ બારીકાઇથી ઊંડા ઊતરી જોતા અને નિયમિતતા ઘણી સાચવતા. પોલીસબંદોબસ્તના કામમાં તેમના તરફથી મને ઘણી મદદ મળતી. રાજ્યદ્રોહી ગણાતા લોકો કોઇ અહીં આવે તો તેમને "ગળચી પકડીને" કાઢી મૂકવાના કામમાં મને તેમની પૂર્ણ સંમતિ હતી. સાફસુફી તેમને ઘણી ગમતી. કોઇ કચેરીમા કાગળના કકડા ટોપલીને બદલે છૂટા પડેલા જોવામા આવે અગર તો કંઈ કચરો માલમ પડે તો સિપાઈ લોકોને દંડતા અને એવી બાબતો ઉપર ઘણું ધ્યાન આપવા અમલદારોને કહેતા, તે ઉપરથી તેમનું નામ 'કરસાફજી' પડયું હતું.

સન ૧૯૦૯ના ફેબ્રુઆરી આખરે નામદાર કેરશાસ્પજી નિવૃત થયા ત્યારે રોમેશચંદ્ર દત્ત દીવાન

નિમાયા હતા પણ તે જૂન પહેલાં રજા ઉપરથી આવી શકે તેમ નહિ હોવાથી નામદાર (પાછળથી સર) મનુભાઈ મહેતા કામચલાઉ દીવાન નિમાયા હતા. ખરી રીતે હક્ક સરસૂબા દીવાન બહાદુર સમર્થનો હતો પણ કામચલાઉ દીવાનગીરી પણ મળી નહિ તેથી નાગજ થઇ તે નિવૃત્ત થઇ ગયા. મારી પોલીસકારકિર્દીનો લગભગ બધો વખત સર મનુભાઇ નાયબ દીવાન હતા, અને પોલીસખાતું તેમના તાબામાં હતું તેથી પોલીસ ખાતામાં સુધારાવધારા કરવામા તેમના તરફથી મને ઘણી મદદ મળતી હતી. દીવાન તરીકે આ વખતે તે માત્ર ત્રણ માસ રહ્યા હતા, પણ તે પછી સન ૧૯૧૬ના મે માસમાં કાયમના દીવાન નિમાયા ત્યારે મુલકી તથા ન્યાયખાતામા પણ સુધારા કરવાને મને તેમના તરફથી ઘણી મદદ, સલાહ અને ઉત્તેજન મળતાં. મારા કૉલેજ વખતના મિત્રને આવા મોટા હોદ્દે પહોચેલા જોઇ મને સ્વાભાવિક રીતે ઘણી ખુશાલી થઇ હતી. મોટે હોદ્દે પહોંચ્યા છતાં તેમનો પ્રેમ અને મિત્ર તરીકેની લાગણી હંમેશ જેવી ને તેવીજ રહી હતી. તે ઘણા વિદ્વાન, કાર્યકુશળ, ઉદાર અને બહોળા વિચારના હતા. સ્વભાવ એવો શાંત હતો કે ભાગ્યે જ કોઇના પર ગુસ્સે થતા. તેમની કલમ એવી કુશળ હતી કે અઘરા પ્રશ્નોમા પણ કાઇ પણ છેકછાક વગર મોતીના દાણા

જેવા અક્ષરે થોડા જ વખતમાં ઘણું લખી શકતા. કોઇ પણ વિષય ઉપર છટાથી વિદ્વત્તાપૂર્ણ ભાષણ કરી શકતા, અને તેમને બોલતા સાંભળી શ્રોતાઓને કાંઇ ઑર પ્રકારનો આનંદ થતો. તેઓ ઉપરથી શાંત દેખાતા પણ અંદરખાને ઘણા તેજ અને ટોળી હતા, અને ખાનગી મંડળમાં મિત્રોને ઘણું હસાવતા. મુલાકાતે આવનારની સર્વ હકીકત ધીરજ અને શાંતિથી સાંભળતા અને બનતું કરવાનુ આશ્વાસન આપી સંતોષ આપતા. તેમના વખતમાં વડોદરામાં દીવાનને બંગલે ભોજન, ગાર્ડન પાર્ટી વગેરે મેળાવડા થતા તેવા બીજા કોઇના વખતમાં થયા નથી. તેમનાં માયાળુ પત્ની અને પુત્રપુત્રીઓ પોતાને ત્યાં મિત્રોને પરોણા તરીકે બોલાવી ખુશી થતાં અને સર્વની ખુશાલી અને આનંદની વૃદ્ધિ કરવામાં પોતાની ખુશાલી માનતાં.

ના. રોમેશચંદ્ર દત્ત ઇન્ડિયન સિવિલ સર્વિસમાં કમિશનરના હોદ્દા સુધી પહોંચી નિવૃત થયેલા હતા, તેથી ઘણા બાહોશ અને અનુભવી હતા. હિંદના ઇતિહાસ તથા સાહિત્યનો તેમણે સારો અભ્યાસ કર્યો હતો. જમીન મહેસુલ તથા સ્થાનિક સ્વરાજ્યના પ્રશ્નોનો તેમનો અભ્યાસ બહોળો હતો. દીવાન થતા પહેલાં અમાત્ય તરીકે તે વડોદરામાં સન ૧૯૦૪માં હતા, પણ તે વખતે તેમની પાસે મુલકી, સેટલમેન્ટ

અને હિસાબી ખાતાં હોવાથી મારે તેમની સાથે કાંઈ વિશેષ પ્રસંગ પડતો નહિ, પણ દીવાન થયા પછી ઘણો પ્રસંગ પડતો. નામદાર વાઈસરૉયના આગમનપ્રસંગે બહારની સી. આઇ. ડી. ના અમલદારોને મદદમાં બોલાવવાનો મારો વિચાર તેમને ઘણો પસંદ પડયો હતો. કમનસીબે તેઓ વધારે જીવ્યા નહિ. નામદાર વાઈસરૉયના આગમનપ્રસંગે તા. ૧૬ નવેમ્બરના રોજ રાજમહેલમાં મોટી મિજબાની હતી, તેમાં જમતાંજમતાં તેમને પેટમાં દુઃખ થઈ આવ્યું તેથી અધવચ ઉઠવું પડયું અને સુમારે પંદર દિવસની માંદગી ભોગવી તા. ૩૦ નવેમ્બર ૧૯૦૯ના રોજ વડોદરામાં જ તેમનું અવસાન થયું. આથી વડોદરા રાજ્યને તેમ જ આખા હિંદુસ્તાનને ભારે ખોટ પડી હતી.



## પ્રકરણ ૫



### જેલખાતું.

જેલખાતાની વ્યવસ્થા.

સન ૧૯૨૮ના ફેબ્રુઆરી માસમાં જેલખાતાનો વહીવટ સરસુબાના હવાલામાં સોંપવામાં આવ્યો તે પહેલાં રાજ્યના પોલીસ કમિશનર પોતાના હુદ્દાની રૂઇએ ઇન્સ્પેકટર જનરલ ઓફ પ્રિઝન્સ તરીકે કામ કરતા તેથી જેટલો વખત હું પોલીસ ખાતામાં ઉપરી અધિકારી તરીકે રહ્યો તે બધો વખત જેલખાતું પણ મારા હવાલામાં હતું. વડોદરાની સેંટ્રલ (મુખ્ય) જેલ ઉપરાંત રાજ્યમાં ચાર પ્રાંતઃજેલ, વિસનગર અને પેટલાદ એ બે સ્થળે પેટા જેલ અને બીજા મહાલો તથા પેટા મહાલોમાં મળી ૩૬ લૉકપ

( નાની જેલ ) હતી. વડોદરાની સેંટ્રલ જેલ ઉપર એક ખાસ વૈદ્યકીય અમલદાર જેલ સુપરિન્ટેન્ડેન્ટ તરીકે હતા; કડી, નવસારી અને અમરેલી પ્રાંતોની જેલો જે તે જગ્યાના સિવિલ સર્જનની દેખરેખ નીચે હતી, અને દ્વારકાની જેલ તથા પેટલાદ અને વિસનગરની પેટા જેલો તેમજ મહાલો અને પેટા મહાલોની નાની જેલો સ્થાનિક વહીવટદારો અને મહાલકરીઓની દેખરેખ નીચે હતી.

સન ૧૯૦૨ સુધી કડી પ્રાંતનુ મુલકી ખાતાનુ મુખ્ય સ્થળ કડી હતું અને ન્યાયખાતાનું મુખ્ય સ્થળ વિસનગર હતું; પરંતુ મહેસાણામા મુલકી તથા ન્યાયખાતાની કચેરીઓ માટે મકાન તૈયાર થતાં મુલકી તથા ન્યાયખાતાની મુખ્ય કચેરીઓ ત્યાં લાવ્યા પછી પ્રાંત જેલને માટે પણ મકાન બંધાવી એ જેલ કડીથી મહેસાણે લાવવામાં આવી હતી અને ત્યાંની પેટા જેલને તેમાં મેળવી દેવામાં આવી હતી. કડીમા બીજા મહાલોમાં છે તેવી માત્ર એક લૉકપ રાખવામા આવી હતી.

જેલખાતામા સુધારા.

મારી દેખરેખના નવ વરસ દરમ્યાન વડોદરાની મુખ્ય જેલ તથા બીજી જેલોમા ઘણા સુધારા દાખલ કરવામા

આવ્યા હતા. એ સુધારામાં સૌથી પહેલો એકંદર જેલખાતા-નું અને વિશેષ કરીને વડોદરા સેંટ્રલ જેલનું હિસાબી કામ ઘણાં વર્ષથી ચોખવટ થયા વગરનું હતું, તેને ચાલુ ઉપર લાવવાનો હતો. એ કામમાં તે વખતના એકા-ઉન્ટન્ટ જનરલ રા. બ. ડાહ્યાભાઇ હરજીવનદાસ તરફથી મને ઘણી મદદ મળી હતી. હિસાબી કામ ચાલુ ઉપર લાવ્યા બાદ જેલ સંબંધી નિયમ કરવાનુ કામ હાથ ઉપર લેવામાં આવ્યું હતું અને બંગાળાના જેલ કોડને આધારે આ રાજ્ય માટે જોઇએ તેવા નિયમ કરવામા આવ્યા હતા. જેલ નિયમના આ પુસ્તકમાં જેલની વ્યવસ્થા અને નિયમન (discipline) સંબંધી સર્વ બાબતોનો સ્પષ્ટ રીતે ખુલાસો કર્યો હતો. તે વખતે તરુણ ગુનેગારો માટે ઉદ્યોગશાળા (reformatory) ની વ્યવસ્થા નહિ હોવાથી તેમને માટે સેન્ટ્રલ જેલમાં જ એક નિશાળ ઉઘાડવામાં આવી હતી. તે ઉપરાંત બીજા સુધારામાં કેદીઓને એવી રીતે કામે લગાડવામાં આવતા કે જેથી જેલના ઉત્પન્નમાં વધારો થાય અને કેદીઓને પૂરતું કામ મળે. પહેલાં પોલીસના પોશાક ઇજારદારો પાસેથી તૈયાર કરાવવામાં આવતા તેને બદલે માત્ર સુતર બહારથી ખરીદ કરી જેલમા જ તેનું કપડું વણાવી તથા રંગાવી જેલમાં જ પોશાક સિવડાવવાની પદ્ધત દાખલ કરવામાં આવી; અને પોલીસ-

ના ચાલુ પોશાકો ખાનગી રીતે રંગાવી લેવામાં આવતા તે પણ જેલમાં જ રંગી આપવાનું કામ દાખલ કર્યું. જેલના અમલદારો તથા વાર્ડરોને માટે પહેલાં પોશાક ન હતા તે દાખલ કરી તે પણ જેલમાં જ બનાવવાનું શરૂ કર્યું. શેતરંજીઓ, ચારસા, પાટી, ટૂવાલ વગેરે જેલમાં બનતો સામાન જેલમાં જ વેચાતો તે જેલ બહાર પરભારે વેચવાની પદ્ધતિ પણ દાખલ કરવામાં આવી. જેલની કચેરીઓમાં લખવાનું કામ જેમ બને તેમ ઓછું કરવામાં આવ્યું; જેલમાં સારી વર્તણૂકથી ચાલનાર કેદીઓને માફી આપવાની પદ્ધતિમાં સુધારો કરવામાં આવ્યો; જેલના અમલદારો તથા વાર્ડરોનો પગાર સુધારી બ્રિટિશ રાજ્યના ધોરણે ઠરાવવામાં આવ્યો; જેલ સુપરિન્ટેન્ડેન્ટના અધિકાર સ્પષ્ટ રીતે ઠરાવવામાં આવ્યા અને તેમાં જરૂર પ્રમાણે કેટલોક વધારો કરવામાં આવ્યો; કેદીઓ પાસે બને તેટલું કામ જેલની અંદર જ લેવાની રીતથી જેલ બહાર કામે મોકલવાનું ઘણું કમી થઇ ગયું અને તેથી કેદીઓ નાસી જવાનો ભય કમી થયો; કેદીઓને કપડાં આપવાની મુદત ઠરાવી દરેક જેલમાં દર વર્ષે કેટલાં કપડાં મોકલવાં તેનું ધોરણ ઠરાવવામાં આવ્યું અને તે પ્રમાણે નિયમિત રીતે મોકલી આપવાની ગોઠવણ કરવામાં આવી; મુખ્ય જેલમાંથી કોઇ કેદી ફરારી થાય અથવા બીજા કોઇ પણ પ્રકારનું તોફાન થાય તેની ખબર એકદમ પોલીસ અને

મિલિટરી સદર સ્ટેશનોએ આપી શકાય એ હેતુથી મુખ્ય જેલ અને આ સ્થળો ટેલીફોનથી જોડવાની વ્યવસ્થા કરવામાં આવી; અને નાસી જવાનો સંભવ હોય એવા ભયંકર કેદી ઉપર ખાસ જાપ્તો રાખવા ઉપરાંત તેમના ફોટા લેવાની પદ્ધત દાખલ કરવામાં આવી, જેથી તેઓ ફરારી થાય ત્યારે તેમને ઓળખીને પકડવાનું સાધન તયાર રહે.

વડોદરા રાજ્યની જેલો તેમાં રખાતી સ્વચ્છતા અને કેદીઓને અપાતા ખોરાકની ઉત્તમત્તા માટે પ્રસિદ્ધ છે. તેમાં વડોદરાની સેન્ટ્રલ જેલ તો તે બાબતમાં સર્વોત્તમ છે. હિંદુસ્તાનમાં મુસાફરી કરતા પાર્લામેન્ટના એક સભ્ય એક વખત વડોદરાની સેન્ટ્રલ જેલ જોવા આવ્યા હતા ત્યારે તેની સ્વચ્છતા તથા ઉત્તમ વ્યવસ્થા જોઇ તેમને એટલો બધો આનંદ થયો હતો કે તેમણે જતાં જતાં વિઝિટ બૂકમાં લખ્યું હતું કે "જો કોઇ વખત મારે કમનસીબે જેલમાં જવાનો પ્રસંગ આવે તો વડોદરાની જેલમાં જ રહેવાનું હું પસંદ કરૂં.!" મારા વખતમાં ડૉક્ટર બાલાભાઇ નાણાવટી અને ધનજીભાઇ મહેતા જેવા ઉત્સાહી, કાર્યકુશળ અને સાચી વૃત્તિવાળા અમલદારો લાંબા વખત સુધી સેન્ટ્રલ જેલમાં સુપરિન્ટેન્ડેન્ટ તરીકે રહ્યા હતા અને એ જેલને વ્યવસ્થિત અને ઉત્તમ રીતે ચલાવવા ઘણી કાળજી

રાખતા એટલું જ નહિ પણ એકંદર ખાતામાં સુધારા-વધારા કરવામાં પણ મને ઘણી સૂચનાઓ અને મદદ આપતા. જેલર તરીકે શાપુરજી લાકડાવાળા અને ડેપ્યુટી જેલર તરીકે બાબુરાવ વૈદ્ય હતા તે પણ ઉત્તમ કોટીના માણસ હતા તેમના જેવા ભરોંસાલાયક અને દાખલારૂપ પ્રમાણિક વર્તનવાળા અમલદારોની પોલીસખાતામા જરૂર હોવાથી તેમને બઢતી આપી પાછળથી પોલીસ ખાતામાં બદલવામા આવ્યા હતા. શાપુરજી લાકડાવાળા આસિસ્ટંટ પોલીસ નાયબ સુબાના દરજ્જા સુધી ચઢયા હતા અને થોડાં વર્ષ ઉપર અકાળે ગુજરી ગયા ત્યારે તેમના વિધવા અને પુત્રીને ઉપજીવિકાનુ સાધન કરી આપી શ્રીમંત સરકારે તેમના સારા કામની કદર કરી હતી

**કેદીનુ નાસી જવું.**

રાજમહેલનો બાગ, પબ્લિક પાર્ક એ વગેરે ઠેકાણે જેલ બહાર મજૂરી ઉપર કેદીઓને મોકલવામા આવતા તેમાથી કોઇ વખત કોઇ નાસી જતો પણ તુરત અથવા થોડા વખત પછી ઘણુ કરીને પકડાઇ જતો. જેલની અ દરથી કેદી નાસી જવાના પ્રસંગ પણ ક્વચિત બનતા. મારા વખતમા એવા બે બનાવ બન્યા હતા. પેટલાદ તાલુકાની સરહદે આવેલા માલાવાડા ગામે ડેકૉઇટીનો ગુનો કરી નાસી ગયેલી સોળ મીયાણાની ટોળીને પોલીસે ઘણી મહેનત કરી કાઠિયાવાડમાંથી પકડી આણી

હતી. તેના ઉપરનું કામ પેટલાદમાં ચાલવાનું હોવાથી તેમને ત્યાંની સબ જેલમાં ૧૯૦૩માં રાખવામાં આવ્યા હતા. એ મીયાણા એક દિવસ પોલીસના પહેરાવાળાઓને હંફાવી તેમની બંદૂકો ખુંચાવી લઇ ફરારી થઇ ગયા. લોકોમાં હાહાકાર થઇ ગયો. હજારો લોકો જોવા ભેગા થયા હતા પણ પેટલાદ જેવા કસ્બામાંથી પોલીસની મદદમાં કોઇ આવ્યું નહિ. કોઇએ તેમને પકડવા માટે પોલીસ સાથે જવાની હિંમત ધરી નહિ. તારથી વડોદરે ખબર આવી તે ઉપરથી ચોતરફ ખબર આપવામાં આવી તેમ પાઠલાગ કરવા પાર્ટીઓ પણ મોકલવામાં આવી. ઘણી મુદત સુધી કચ્છ અને કાઠિયાવાડમાં તજવીજ કરવામાં આવી પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. જીવતા કે મુવેલા કેદી દીઠ પકડનારને એક એક હજાર રૂપિયા ઇનામ આપવાનાં જાહેરનામાં બહાર પાડયાં હતાં તેથી પણ કંઇ પરિણામ આવ્યું નહિ. આખરે તે ટોળીનો અને સુડાની પોલીસનો એકાએક ભેટો થયો; સામાસામી ગોળીબાર થયા તેમાં છ મીયાણાને ઠાર મારવામાં આવ્યા અને બાકીના પૈકી થોડા તુરતજ અને બાકીના પાછળથી પકડાઇ ગયા. એ બધાને વડોદરે પાછા લાવી પેટલાદને બદલે વડોદરામાં જ તેમની ઉપર કામ ચલાવી મૂળ ગુના માટે તથા નાસી જવાના ગુના માટે સખત શિક્ષા કરાવવામાં આવી હતી.

ત્યાર પછી થોડી મુદતે સરદાર રૂપા નામનો એક ભયંકર કેદી વડોદરા સેન્ટ્રલ જેલમાંથી અજાયબ જેવી યુક્તિ

રચી નાસી ગયો હતો. તે કડી પ્રાંતના ખેરાળુ તાલુકાના સુલતાનપુર ગામનો રહીશ હતો અને ખૂન, ડેકોઇટી વગેરે ભારે ગુના કરી તેણે એ તરફના મુલકમાં ઘણો ત્રાસ બેસાડયો હતો. તેને કેટલાક ઠાકોરો તથા પટેલોનો આશ્રય હોવાથી પોલીસનો સતત પ્રયાસ છતાં તે પકડાતો નહિ. આખરે વિસનગર સર ફોજદારે ૧૮૯૯માં તરકીબ કરી તેને પકડયો હતો અને તેની ઉપરનું કામ કડી પ્રાંત ફોજદારી ન્યાયાધીશ તરીકે મારા રૂબરૂ ચાલ્યું તેમાં તેને જન્મકેદની શિક્ષા થઇ હતી. આ કેદી ભયંકર છે એમ વડોદરા સેંટ્રલ જેલના અમલદારો સારી રીતે જાણતા હોવાથી તેના ઉપર ખાસ જાપ્તો રાખતા. પણ તેણે નાસી જવાનો રસ્તો કરવાની તજવીજ જેલમાં આવ્યા પછી થોડા જ વખતમાં આદરી હતી અને આખરે એક દિવસ રાતને વખતે વડોદરા સેંટ્રલ જેલ જેવી મિલિટરીના પહેરાવાળી જેલમાંથી નાસી જવામાં ફત્તેહમંદ થયો હતો. રાતનુ રખેવાળું પૂરેપુરું મિલિટરીને કરવાનું હતું તેથી સાંજે તે જેલર પાસેથી હવાલો લઇ, સવારના પાછો સોંપી દેતા. એક દહાડો સવારમાં રાતના રખેવાળ મિલિટરીવાળા પાસેથી જેલના અમલદારો હવાલો સંભાળી લેતા હતા તે વખતે સરદાર રૂપાની કોટડી તપાસતાં તે ખાલી જણાઇ અને જેલની અંદર તપાસ કરતાં કેદી જણાયો નહિ તેથી તે જેલ બહાર નાસી

ગયેલો હોવો જોઇએ એની ખાત્રી થઇ. તુરત જ ભયનાં તતૂડાં વાગ્યાં અને જેલ સુપરિન્ટેન્ડેન્ટને તથા મને ખબર મોકલવામાં આવી. અમે જઇને જોયું તો જેલની પશ્ચિમ તરફના કોટને અડાડીને એક મોભિયું મૂકેલું હતું અને તેને દોરડું બાંધી તેનો બીજો છેડો કોટ બહાર નાખ્યો હતો તેથી એ મોભિયા તથા દોરડાની મદદથી ચઢી ઉતરેલો હોવાનું જણાયું. તપાસને માટે પોલીસ અને મિલિટરીના સવાર આજુબાજુ દોડાવવામાં આવ્યા પણ કંઇ પત્તો લાગ્યો નહિ. જેલમાંથી નાસી જનાર કેદી ઘણું કરીને તુરત જ પોતાના કુટુંબને મળવા ઘેર જતા હોવા જોઇએ એવો ખ્યાલ કરી તેને ઘેર ખબર કઢાવી. તે ઉપરથી માલૂમ પડયું કે તે રાતે છાનોમાનો ઘેર આવી, પોતાની બૈરીને મળી મહીકાંઠા તથા પાલણપુર એજન્સીમાં તેના નાતાના ઠાકારોની હદમાં ગયો છે. દાદામીયાં અલીમીયાં નામના એક ખબડદાર સરફોજદારની આગેવાની નીચે કેટલાક નાયબ ફોજદાર, હવાલદાર અને સિપાઇઓની એક મજબૂત પોલીસ ટુકડી તૈયાર કરી એજન્સીની હદમાં તપાસ કરવા મોકલી. તેમણે છ માસ આમતેમ રખડી તપાસ કરતાં આખરે કેદીનો પત્તો દાંતા સંસ્થાનની હદમાં લગાડ્યો. ત્યાંથી પકડી તેને વડોદરાની હદમાં ખેરાળુ આણવામાં આવ્યો અને ત્યાંથી રેલ રસ્તે વડોદરે

આણુવામાં આવ્યો. ખેરાળુ, વડનગર, વિસનગર, મહેસાણા વગેરે સ્ટેશનોએ હજારો લોકો સરદાર રૂપાને જોવા ભેગા થયા હતા અને તેના જેવા ભયંકર માણુસને પકડી લાવવા માટે પોલીસની તારીફ કરતા હતા. નાસી ગયા બાબત કામ ચલાવી તેને શિક્ષા કરવામાં આવી. મિલિટરી જેવા પહેરામાંથી શી રીતે નાસી ગયો એ વિષે પકડાઇ આવ્યા પછી સરદાર રૂપાને પૂછતાં તેણે જણાવ્યું કે જેલમાં આવ્યા પછી મેં જોઈ લીધું હતું કે પહેરાવાળા રાત્રે ઉંઘી જાય છે, તેથી જો પહેરેગીરની વચેના ભાગના જેલના કોટ ઉપરથી નાસી જાઉં તો ખબર પડે એવું નથી. વળી મેં એમ પણ જોઇ લીધું હતું કે રાતને વખતે મિલિટરીવાળા હવાલો તપાસી લે છે ત્યારે કોટડીઓને તાળાં બરોબર લગાડયાં છે કે નહિ તેની ખાત્રી કરતા નથી પણ જેલના વૉર્ડરોએ સાંકળ નકૂચામાં ઘાલી તાળાં બરાબર વાસ્યાં હશે એવા ભરોસા ઉપર મિલિટરીના પહેરેગીરો રહે છે. આ બધું જોયા પછી મેં મારી તરફના વૉર્ડરને છૂટી ગયા પછી મોટી રકમ આપવાની લાલચ આપી ફોડયો અને શેતરંજીઓના વણાટકામના ઓરડામાં જાળીના બે સળીઆ વચ્ચે એક વણાટકામમાં વપરાતું એક મોભિયું તથા દોરડું બહારથી ખેંચી લેવાય એવી રીતે રખાવ્યું, અને મારી કોટડીને તાળું ન વાસતાં

માત્ર નકૂચાને અડાડીને રખાવ્યું, ને પછી તાળુ ખસેડી મધરાતે કોટડીમાંથી બહાર નીકળી ગયો અને પેલા ભોભિયાને દોરડું બાંધી તેને કોટ સાથે મૂકયું અને દોરડાનો બીજો છેડો કોટ ઉપરથી બહાર નાખ્યો અને તેની મદદથી નીચે ઉતરી પડયો. વૉર્ડરને તો સરદાર પકડાતા પહેલા જ યોગ્ય શિક્ષાએ પહોચાડ્યો હતો. આ બનાવ બન્યા પછી ભરોસાથી ન ચાલતાં તાળાં બરાબર તપાસી લેવાતા અને મિલિટરી તથા જેલ તરફથી વધારે જાપ્તો રખાતો. તેથી ફરીથી તેવો બનાવ બન્યો નથી.

બોસ્ટૅલ સીસ્ટમ

સોળથી ચોવીસ વર્ષ સુધીના તરુણ કેદીઓની જો સંભાળ લેવાય અને તેમની વર્તણુક સુધારવાને પ્રયત્ન કરવામાં આવે તો તેઓ સુધરે એમ અનુભવથી માલમ પડેલું છે. ઇંગ્લાંડમા આવી વયના પુરુષ કેદીઓ માટે બૉસ્ટૅલના તુરંગખાનામા ખાસ વ્યવસ્થા રાખવામાં આવી છે અને ત્યાં કેદીઓની "બોસ્ટૅલ" પદ્ધતિએ ખાસ સંભાળ લેવાય છે એવી માહિતી મળવાથી એ પદ્ધતિ સંબંધી વિશેષ માહિતી મેળવી વડોદરા સેંટ્રલ જેલમાં સન ૧૯૦૬મા અનુભવ દાખલ ત્રણ વરસ માટે દાખલ કરવામાં આવી હતી. પાછલી રહેણીકરણીના ઇતિહાસ ઉપરથી આ વર્ગના કેદીઓના ત્રણ વર્ગ

પાડવામાં આવ્યા હતા. એ ત્રણ વર્ગોને સામાન્ય વર્ગ, વિશેષ વર્ગ અને સજા વર્ગ એ નામોથી ઓળખવામાં આવતા. જેલમાં દાખલ થતાં કેદીને પ્રથમ સામાન્ય વર્ગમાં રાખવામાં આવતો. ત્યાં જો તે પોતાની વર્તણુક સારી રાખે અને ઉદ્યોગી માલૂમ પડે તો તેને વિશેષ વર્ગમાં મૂકવામાં આવતો; એથી ઉલટું જો તે ગેરવર્તનવાળો અને આળસુ માલૂમ પડે તો તેને સજા વર્ગમાં મૂકવામાં આવતો. દરેક વર્ગનો પહેરવેશ જુદો રાખ્યો હતો પરંતુ સર્વને ખેતી, સુતારી કામ, વગેરે જીવનવ્યવહારમાં ઉપયોગી થઇ પડે તેવું કામ શિખવાડવામાં આવતું. જુદા જુદા ધંધા સંબંધી તેમને એવા ઉદ્દેશથી જ્ઞાન આપવામાં આવતું કે છૂટયા પછીથી તેઓ કોઇ પણ ધંધો સહેલાઇથી કરી શકે. જે પોતાના કામમાં વધારે ઉત્સાહ અને ખંત બતાવતા અને સારી વતણુકવાળા માલૂમ પડતા તેમને નામે તેમણે કરેલા કામથી થએલા નફામાંથી રૂા. ૧૦ દસથી વધુ નહિ એટલી રકમ જમા કરવામાં આવતી અને તે રકમ જ્યારે છૂટે ત્યારે તેમને બક્ષિસ તરીકે આપવામાં આવતી. આવી જાતના કોઇ પણ કેદીના છૂટકારાના થોડા વખત પહેલાં તેને ધંધે લગાડે તેવા તેના કોઇ સગાસંબંધી કે મિત્રો છે કે નહિ તેની જેલ સુપરિન્ટેન્ડન્ટ

તરફથી તપાસ કરવામાં આવતી. જો તેની સંભાળ લે તેવું કોઇ હોવાનું જણાતું નહિ તો ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પ્રિઝન્સ તરફથી તેને પોતાના હાથ નીચેની કોઇ પણ કચેરીમાં નોકરીમાં રાખવાની વ્યવસ્થા કરવામાં આવતી. છૂટયા પછી પણ તેના પર દેખરેખ રાખવામાં આવતી અને તેનું ચારિત્ર સુધરે તે માટે પ્રયત્નો કરવામાં આવતા.

કેદીના સુધારા માટે વિશેષ તજવીજ

આ પદ્ધતિ ઠીક ચાલતી હતી પણ પાછળથી થોડા કેદીઓને વડોદરા કૃષિક્ષેત્રમાં રાખવાની નવી પદ્ધત દાખલ કરવામાં આવી ત્યારે બંધ કરવામાં આવી હતી. કેદીઓને જેલની ખરાબ અસરમાંથી મુક્ત કરવા માટે છૂટયા પછી તેઓ સારા નાગરિકો બને એવા ઉદ્દેશથી સારી વર્તણુક માટે પસંદ કરેલા થોડા કેદીઓ જેમણે પોતાની સજાની મુદતનો ⅔ જેટલો ભાગ પૂરો કર્યો હોય તેમને વડોદરા સરકારી મોડેલ ફાર્મ (કૃષિક્ષેત્ર) ઉપર સ્વતંત્ર મજૂર તરીકે મજૂરી કરવા જુદા રાખવામાં આવતા હતા. આ પદ્ધતિ ફત્તેહમંદ નીવડવાથી પાછળથી કાયમ કરવામાં આવી હતી. હજીપણ આવા પ્રકારના દસપંદર કેદીઓને ગોરવા મોડેલ ફાર્મ ઉપર રાખવામાં આવે છે. ત્યાં તેઓ વાસ્તવિક રીતે સ્વતંત્ર

હોય તેવી રીતે રહી કામ કરે છે. તેમને જેલના કરતાં જુદી જાતનાં સાદાં કપડાં આપવામાં આવે છે, પોતાનો ખોરાક રાંધી લેવા દેવામાં આવે છે અને પોતાની કમાઈમાંથી બચત કરે તે તેમને નામે જમે કરી છૂટતી વખતે તેમને આપવામાં આવે છે. અત્યાર સુધીમાં કૃષિક્ષેત્રમાં ઉપર રાખેલો કોઇ પણ કેદી ફરારી થયો નથી. આ વ્યવસ્થાનું વધારે સંતોષજનક પરિણામ તો એ છે કે આવા વિશેષ દરકાર લેવાયલા કેદીઓ છૂટયા પછી ફરીથી ચોરી, લૂંટફાટ કે એવા બીજા ગુના કરવાને બદલે પોતાનો ધંધો કરી પ્રમાણિકપણે પોતાનું ગુજરાન ચલાવે છે.



## પ્રકરણ ૬

### વસ્તીગણત્રી.

શ્રીમંત સરકાર મહારાજા ગાયકવાડના રાજ્યની

પાછલી વસ્તીગણત્રીઓ

સૌથી પહેલી વસ્તીગણત્રી સન ૧૮૭૨માં મુંબઇ ઇલાકાની સર્વસામાન્ય વસ્તીગણત્રી સાથે કરવામાં આવી હતી. બીજી વસ્તીગણત્રી સન ૧૮૮૧ના ફેબ્રુઆરીની સત્તરમી તારીખે જ્યારે આખા હિંદુસ્તાનની વસ્તીગણત્રી એકી વખતે થઇ ત્યારે કરવામાં આવી હતી અને વસ્તીગણત્રીનું સૌથી પ્રથમ નિવેદન પણ તે સાલમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. તે વખતથી પ્રત્યેક દસ વર્ષે જ્યારે હિંદુસ્તાન સરકાર તરફથી નિમાયલા સેન્સસ કમિશનરની દેખરેખ અને સર્વ-

-સામાન્ય અધિકાર નીચે આખા હિંદુસ્તાનની વસ્તીગણત્રી કરવામાં આવે છે ત્યારે તેની સાથે આ રાજ્યની પણ કરવામાં આવે છે. ત્રીજી વસ્તીગણત્રી તા. ૨૭-૨-૧૮૯૧ ના રોજ અને ચોથી તા. ૧-૨-૧૯૦૧ ના રોજ કરવામાં આવી હતી. પાંચમી વસ્તીગણત્રી આખા હિંદુસ્તાનની વસ્તીગણત્રી સાથે સન ૧૯૧૧ના માર્ચ માસની દસમી તારીખની રાત્રે, એટલે કે તેના પહેલાંની વસ્તીગણત્રીની તારીખ પછી દસ વરસ અને નવ દિવસે કરવામા આવી હતી. લગ્નની તિથિઓ, અને મેળા તથા જાત્રાના દિવસોમાં ઘણા લોકો પોતાને ઘેર હોતા નથી તેથી એવા દિવસો વસ્તીગણત્રીનો દિવસ ઠરાવવામાં વર્જ્ય કરવા પડે છે. ગણતરી કરનારાઓ ગણતરીપત્રકો વગેરે તપાસવાનું કામ મધરાત પહેલાં ચંદ્રના અજવાળે પૂરું કરે એટલા માટે રાત્રે ચાંદની હોય તેવો દિવસ વસ્તીગણત્રી માટે પસંદ કરવામાં આવે છે. સન ૧૯૧૧ના માર્ચ માસની દસમી તારીખ આ સઘળી સગવડો માટે અનુકૂળ હોવાથી તે વસ્તીગણત્રી માટે ઠરાવવામાં આવી હતી.

ગણતરી અમલદારો.

આખા હિંદુસ્તાન માટે સેન્સસ કમિશનર તરીકે હિંદુસ્તાન સરકારે મી. (પાછળથી સર) એડવર્ડ ગેઈટ, સી. એસ. આઈ., આઇ. સી. એસ.ની નિમણુક કરી હતી.

બ્રિટિશ હિંદુસ્તાનના દરેક ઇલાકામાં તથા વડોદરા જેવાં થોડાં મોટાં રાજ્યોમાં વસ્તીગણત્રીનું કામ "સેન્સસ સુપરિન્ટેન્ડેન્ટ"ના હોદ્દાથી નીમેલા અમલદારોને સોંપવામાં આવ્યું હતું. તેઓ આખા હિંદુસ્તાન માટે નીમેલા સેન્સસ કમિશનરની સામાન્ય દેખરેખ નીચે કામ કરતા. નાનાં દેશી રાજ્યો માટે સ્વતંત્ર સુપરિન્ટેન્ડેન્ટ ન નીમતાં જે ઇલાકામાં તે આવ્યાં હોય તે ઇલાકાના સેન્સસ સુપરિન્ટેન્ડેન્ટની દેખરેખ નીચે ત્યાંની વસ્તીગણત્રીનું કામ થયું હતું.

હજૂર હુકમ નં. એ. ૧૮ તા. ૩૧-૧૨-૧૯૦૯ અન્વયે ૧૯૧૧ની વસ્તીગણત્રી માટે મારી નિમણુક આ રાજ્યના સેન્સસ સુપરિન્ટેન્ડેન્ટ (વસ્તીગણત્રી મુખ્ય અમલદાર) તરીકે કરવામાં આવી હતી. પ્રાથમિક વ્યવસ્થા કરવા માટે વસ્તીગણત્રીની કચેરી તા. ૧-૫-૧૯૧૦ ના રોજ ઉઘાડવામાં આવી હતી. મારા મદદનીશ તરીકે પ્રથમ મણિરાય જોશીપુરા, બી. એ., એલએલ. બી., હતા પણ તેમની મુલકી ખાતામાં બદલી થયા પછી તેમની જગ્યાએ મગનલાલ નાથાભાઇ ઠક્કર બી. એ., એલએલ. બી., જેઓ એક બુદ્ધિવાન, કાર્યકુશળ અને ઉદ્યોગી અમલદાર છે, તેમનો નિમણુક થઇ હતી.

આ વખતની વસ્તીગણત્રી ઘણુંખરૂં પહેલાંની વસ્તીગણત્રીના ધોરણે પરંતુ ખરા આંકડા મળે અને વસ્તીગણત્રી પૂરેપુરી થાય એ હેતુથી પૂરા મહેકમથી વ્યવસ્થાપૂર્વક કરવામાં આવી હતી. જે ધોરણને અનુસરીને વસ્તીગણત્રી કરવામાં આવી હતી અને રાજ્યનાં જુદાં જુદાં સ્થળોએથી આંકડા મેળવી ભેગા કરવામાં આવ્યા હતા, તેની સંપૂર્ણ હકીકતનો હેવાલ ભવિષ્યમાં થનારી વસ્તીગણત્રીના કામે ઉપયોગી થાય એટલા માટે કરવો જોઇએ પણ પહેલાં થતો ન હતો તે મેં આ વખતે તૈયાર કર્યો હતો અને એક જુદા પુસ્તક તરીકે પ્રસિદ્ધ કર્યો હતો. તેથી વસ્તીગણત્રી કેવી રીતે કરી હતી એ વિષે ટુંકામાં જ થોડી માહિતી અત્રે આપું છું.

ગણતરી માટે વ્યવસ્થા.

સૌથી પ્રથમ તો કસ્બા તથા મહાલોના અનુકૂળ વિભાગ પાડવામાં આવ્યા હતા. આ દરેક વિભાગમાં સાઠથી ઓછાં નહિ અને સોથી વધારે નહિ એટલાં ઘર રાખવામાં આવ્યાં હતાં, અને તેવો દરેક વિભાગ એક એક ગણતરી કરનારને સોંપવામાં આવ્યો હતો. ઘણુંખરૂં ગામના તલાટી, નિશાળના મહેતાજી અથવા તો કોઇ કચેરીના કારકૂનની ગણતરી કરનાર તરીકે નિમણુક કરવામાં આવી હતી. દસથી પંદર વિભાગ ઉપર દેખરેખ રાખવા માટે એક એક સુપરવાઇઝર (તપાસણી કામદાર)ની

નિમણૂક કરવામાં આવી હતી, અને તેના તાબામાં આવતા ભાગને સર્કલ ( જથ્થા ) એવું નામ આપવામાં આવ્યું હતું. સુપરવાઇઝર તરીકે પોલીસ નાયબ ફોજદાર, તજવીજદાર, અથવા કોઈ કચેરીના શિરસ્તેદાર કે હેડ કલાર્કની નિમણૂક કરવામાં આવી હતી. આખા મહાલનો વસ્તીગણત્રી અમલદાર મહાલ વહીવટદાર હતો. તેના હાથ નીચે આખા મહાલ માટે પાંચથી પંદર સુપરવાઇઝરો અને ૫૦ થી ૨૦૦ સુધી ગણતરી કરનારાઓ હતા. વડોદરા શહેરની વસ્તીગણત્રી માટે વસ્તીગણત્રી અમલદાર તરીકે સુધરાઇ કામદારની નિમણૂક કરવામાં આવી હતી અને નવસારી, પાટણ અમરેલી અને બીજાં સુધરાઇવાળા કસબામાં અને સદર સ્ટેશનના કસબામાં સુધરાઇના પ્રમુખ કે સ્થાનિક મુનસફની વસ્તીગણત્રી અમલદાર તરીકે નિમણૂક કરવામાં આવી હતી. મહાલના વસ્તીગણત્રી અમલદારોને વિભાગના નાયબ સૂબા તથા પ્રાંતના સૂબાના હાથ નીચેના અમલદારો તરીકે કામ કરવાનું હતું. આખા રાજ્યમાં કુલ્લે ૯૨ મહાલ :વસ્તીગણત્રી અમલદારો, ૧૨૭૩ સુપરવાઇઝરો, અને ૧૦,૯૯૩ ગણત્રી કરનારાઓ નીમ્યા હતા. વસ્તીગણત્રીનો ખરો હેતુ સમજી લોકો ખરી હકીકત લખાવે અને વસ્તીગણત્રી કરનારા ગણતરીપત્રકો કેમ ભરવાં એ બરોબર સમજે એટલા માટે પ્રાંતના દરેક મહાલે સમજૂત આપવા માટે

સભાઓ ભરવામાં આવી હતી. મોઢેથી હકીકત સમજાવવા ઉપરાંત લેખી સૂચનાઓ પણ તૈયાર કરી પ્રસિદ્ધ કરી હતી. એકંદરે વસ્તીગણત્રીનાં પત્રકોનાં કોષ્ટકોમાં ખરી હકીકત ભરાઇ આવે તે બાબત બને તેટલા પ્રયત્નો કરવામાં આવ્યા હતા.

ઘર નંબર.

વસ્તીગણુત્રી કરવા માટે સૌથી પહેલું પગલું ઘર ઉપર નંબર લખવાનું છે તે પ્રથમ શરૂ કરવામાં આવ્યું હતું. પહેલાંની વસ્તીગણુત્રી વખતે ઘરની વ્યાખ્યા એવી કરવામાં આવી હતી કે ઘર એટલે સ્વતંત્ર દ્વારવાળું મકાન; પણ એ વ્યાખ્યા બરોબર નહિ લાગવાથી આ વખતે તે રદ કરી 'એક જ કુટુંબનાં માણસો એક જ ચૂલે જમતાં હોય' તેને ઘર ગણી, એવા દરેક ઘરને જુદો નંબર નાખવાનું ઠરાવવામાં આવ્યું હતું. રહેવાનાં ઘરો ઉપરાંત મંદિરો, મસીદો, ધર્મશાળાઓ, લશ્કરની છાવણીની જગ્યાઓ, બંદરો અને વસ્તીગણુત્રીની રાત્રે જ્યાં કોઇ માણસો સૂઇ રહેવાનો સંભવ હોય તેવાં સ્થળોએ પણ નંબર નાખવાની ખાસ સંભાળ લેવામાં આવી હતી. નંબરો નાખવાનું કામ પૂરું થયું ત્યારે વસ્તીગણુત્રી માટે નીમવાના જુદી જુદી પાયરીના અમલદારોની નિમણૂકનું પત્રક બનાવવામાં

આવ્યું હતું અને તે ઉપરથી જરૂર પૂરતા ગણત્રીપત્રકના નમૂના ( ફૉર્મ ) છપાવવામાં આવ્યા હતા.

દરેક ગણતરી કરનારને પોતપોતાની જગ્યાએ નીમ્યા પછી પ્રાથમિક ગણતરીનું કામ હાથ પર લેવામાં આવ્યું.

પ્રાથમિક ગણતરી.

હતું. આ ગણતરીમાં દરેક ઘરમાં સાધારણ રીતે સ્થાયી તરીકે રહેતાં માણસો દાખલ કરી તેમના સંબંધી હકીકત પત્રકમાં ભરવામાં આવી હતી. આ હકીકતમાં દરેક માણસનું નામ, ધર્મ (પંથ સાથે), જાતિ, લગ્ન સંબંધી હકીકત ( એટલે કે પરણેલો, કુંવારો કે વિધુર ) વય, ન્યાત, ધંધો, જન્મસ્થળ, માતૃભાષા, અભણ કે ભણેલો, અંગ્રેજી જાણે છે કે નહિ, અને જો કાંઇ શારીરિક ખોડખાંપણ હોય તો તે કઇ, એટલી બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો થતો હતો. ગામડાંમાં પ્રાથમિક ગણતરી સંબંધી હકીકત તા. ૨૦ જાન્યુઆરીથી તા. ૨૦ ફેબ્રુઆરી ૧૯૧૧ સુધીમાં ભરવામાં આવી હતી અને ત્યાર પછી દસ દિવસે કસબાઓમાં ભરવામાં આવી હતી. દસમી માર્ચ સુધીના વખતનો ઉપયોગ પત્રકોમાં ભરાયલી હકીકત તપાસવાના કામમાં કરવામાં આવ્યો હતો. માત્ર સુપરવાઇઝરો તથા મહાલ વસ્તીગણત્રી અમલદારો જ નહિ પરંતુ બીજા જેટલા અમલદારો આ કામમાં રોકી શકાય તેમ હતું તે સઘળાને રોકી કામ

'ઉપર ચોક્કસ દેખરેખ રખાવવામાં આવી હતી અને ગણતરી કરનારાઓએ ગણતરીપત્રકમાં ભરેલી હકીકત નિમતાણુ દાખલ તપાસી તેમાં ભૂલો જણાય તો તે સુધારવા માટે બનતા પ્રયત્નો કરવામાં આવ્યા હતા. ગણતરીપત્રકો તપાસવાનું કામ ખાસ આવશ્યક હતું કારણ કે ગણતરી કરનારની ગેરસમજૂતને લીધે વિચિત્ર ભૂલો થવાનો સંભવ હતો. પહેલાની એક વસ્તીગણત્રી વખતે એક ગણતરી કરનારે તેની પોતાની હકીકત પત્રકમાં ભરતી વખતે "અભણ કે ભણેલો" એ કોષ્ટકમા પોતાને માટે "અભણ" એમ લખ્યું હતું. વસ્તીગણત્રી માટે 'અભણ' શબ્દની વ્યાખ્યા 'જેને વાચતાંલખતાં આવડતું ન હોય તે' એમ કરવામા આવી હતી. છતા પણ આવી ભૂલ થઈ હતી. બીજા એક જણે ગણતરીપત્રકમાં એક સમાધિસ્થને પણ જીવતા માણસ તરીકે ગણી લઈ તેના વિષે પત્રકના કોષ્ઠકમાં હકીકત ભરી તેમ કરવાના કારણ તરીકે પવિત્ર માણસને મૃત્યુ હોય જ નહિ માટે એ તો જીવંત જ ગણાય એમ દલીલ કરી હતી. એક ત્રીજાએ વળી એક મહાદેવના દહેરાને ઘર તરીકે નંબર નાખેલો જોઈ તેમ કરવાનો ખરો હેતુ સમજ્યા વિના તેની અંદરની ગણપતિની મૂર્તિની હકીકત પત્રકમાં ભરી નામ: ગણેશ, ધર્મ. હિંદુ, જાતિ: પુરુષ, લગ્ન સંબંધી સ્થિતિ: પરણેલો, વય: લગભગ બસો વર્ષ, નિર્વાહ: ગામ લોકો

તરફથી આવતું નૈવેદ્ય વગેરે, એ પ્રમાણે લખ્યું હતું. વસ્તીગણત્રી બરાબર થવા માટે આવી ભૂલો સત્વેળા ખોળી કાઢી તેમાં સુધારો કરવાની ખાસ જરૂર છે; કારણ કે તેમ ન થાય તો છેવટના આંકડા ભૂલભરેલા રહે. છાપેલી તેમ જ મોઢેથી સ્પષ્ટ સૂચનાઓ આપ્યા છતા પણ કેટલાક વસ્તીગણત્રી કરનારાઓએ ગણત્રીપત્રકમા જૈનને હિંદુ તરીકે લખી જૈન ધર્મને ફક્ત હિંદુ ધર્મના એક પંથ તરીકે લખ્યો હતો. ભીલ, ધાણકા વગેરે કેટલીક અસલની જાતિઓને હિંદુ તરીકે જણાવી પંથના કોષ્ટકમા તે જાતિનું નામ અથવા 'અનાર્ય' એમ લખવામાં આવ્યું હતું. કેટલીક વાળંદણોનો મુખ્ય ધંધો 'હજામત' લખવામાં આવ્યો હતો પણ ખરી રીતે પત્રકના અગિયારમા કોષ્ટકમા ભરણપોષણના સાધન તરીકે તે લખવો જોઇતો હતો. નામ ભરવાના પહેલા કોષ્ટકમાં એક બાળકને માટે 'નામ પાડવામાં આવ્યુ નથી' એમ લખવામા આવ્યું હતું, તે ઠેકાણે આપેલી સૂચના પ્રમાણે માત્ર 'બાળક' એટલું જ લખવું બસ હતું. ખોડખાંપણના કોષ્ટકમાં એક ઘરડી ડોશીની હકીકતમાં 'નવા દાંત આવ્યા છે' એમ લખવામાં આવ્યું હતું. 'લગ્ન સંબંધી સ્થિતિની એટલે કે પરણેલો, કુંવારો કે વિધુર એ માહિતી લખવાના

કોષ્ટકમાં એક જણની હકીકતમાં પરણેલો છે પરંતુ સ્ત્રી નાતરે ગઇ છે' એમ લખવામાં આવ્યું હતું. બીજા એકે 'થોડા' વખતમાં લગ્ન થવાનું છે' એવી હકીકત ભરી હતી. એક કાજીનો મુખ્ય ધંધો શિક્ષકનો હતો છતાં તેને પત્રકમાં 'અભણ' તરીકે લખ્યો હતો. આ બધી વિચિત્ર ભૂલો સુધાર્યા પછી જ વર્ગીકરણનું કામ હાથ પર લેવામાં આવ્યું હતું. મારા મદદનીશ અને કેટલાક જૂના સુપરવાઇઝરો જેમણે સન ૧૯૦૧ની વસ્તીગણત્રીમાં કામ કર્યું હતું તે કહેતા હતા કે તે વખતની વસ્તીગણત્રી કરતાં આ વસ્તીગણત્રીનું કામ વધારે ચોકસ અને સારૂં થયું હતું; અને તેનું કારણ એ હતું કે આ વખતે બધાને આગળથી સારી રીતે સમજૂત આપવામાં આવી હતી.

છેવટની વસ્તીગણત્રી

છેવટની વસ્તીગણત્રી અને પ્રાથમિક વસ્તીગણત્રી દરમિયાન જે માણસો મરી ગયાં હોય અથવા બીજે કંઈ ગયાં હોય તેમનાં નામ ગણતરીપત્રકમાંથી કાઢી નાખી નવાં જન્મેલાં બાળકોની અગર બીજે કંઇથી આવેલાં માણસોની હકીકત ભરવામાં આવી હતી કે જેથી છેવટની વસ્તીગણત્રી કરવાની રાતે બધે એકીવારે થવાની ગણતરીના આંકડા સાથે પ્રાથમિક

ગણતરીના આંકડા બરાબર મળે. છેવટની વસ્તીગણત્રીનું કામ તા. ૧૦ મી માર્ચના દિવસે સાંજના સાત વાગે શરૂ કરી મધરાત સુધીમાં પૂરું કરવામાં આવ્યું હતું. નવસારી પ્રાંતના કેટલાક જંગલી પ્રદેશમાં વસ્તી ઘણી ઓછી અને રાત્રે હિંસક પ્રાણીઓનો ભય હોય છે તેથી ત્યાં છે વટની ગણતરી દિવસ છતાં શરૂ કરી રાત પડતા પહેલાં પૂરી થાય એ પ્રમાણે વ્યવસ્થા રાખી હતી. છેવટની વસ્તીગણત્રીનું કામ ઉતાવળે પૂરું થાય અને ગણતરીપત્રકમાં જેટલો બને તેટલો ઓછો ફેરફાર કરવો પડે એ હેતુથી છેવટની વસ્તીગણત્રીને દિવસે લોકોએ લગ્નપ્રસંગ કે બીજા કોઈ પણ સામાજીક અથવા ધાર્મિક ઉત્સવ રાખવા નહિ અને પોતાના ઘરનાં માણસોની ગણતરી થઇ જાય ત્યાં સુધી બધાએ ઘરમાં રાત્રે જાગતા રહેવું એવી મતલબનું જાહેરનામું કાઢી લોકોને સૂચના આપવામાં આવી હતી.

કામચલાઉ સરવાળો

છેવટની ગણતરી થઇ રહ્યા પછી સુપરવાઇઝરો તરફથી આગળથી ઠરાવી આપેલે સ્થળે ગણતરી કરનારાઓએ ભેગા થઇ પોતપોતાની હદમાં આવતાં વસ્તીવાળાં ઘર અને તેમાં રહેતાં સ્ત્રીપુરુષની સંખ્યાના આંકડા તૈયાર કર્યા હતા. દરેક ગણતરી કરનારે પોતાના આંકડા બીજા ગણતરી કરનાર પાસે તપાસાવી તે ખરા હોવાની ખાત્રી

કરી સુપરવાઇઝરને આપવાના હતા. સુપરવાઇઝરોએ પોતાના તાબાના બધા પ્રદેશના આંકડા તપાસી મહાલમાં મોકલાવ્યા હતા, અને મહાલ વસ્તીગણત્રી અમલદારે એ પ્રમાણે પોતાની પાસે આવેલા સર્વ આંકડા ભેગા કરી આખા મહાલની વસ્તીગણત્રીના આંકડા આખા રાજ્યની વસ્તીગણત્રીના આંકડા વડોદરામાં તૈયાર કરવામાં આવતા હતા ત્યાં તારથી અગર મુદ્દામ માણસ મોકલી મોકલાવ્યા હતા. તા. ૧૧મીના સવારથી વડોદરે આંકડા આવવા શરૂ થઇ ગયા હતા અને તા. ૧૨મી સુધીમાં આવ્યે જતા હતા. મહાલ અધિકારીઓએ આંકડા ઝડપથી ભેગા કરવા માટે ઘોડેસવારો, ખેપિયા, વગેરે ગોઠવી ઘણી કુશળતા અને ઝડપથી કામ કર્યું હતું. સૌથી પહેલો આંકડો ભાદરણ મહાલકરી તરફથી આવ્યો હતો. આ મહાલના આંકડા તા. ૧૧મીના સવારના છ વાગે તૈયાર થઇ ગયા હતા અને તરત જ વડોદરે તારથી મોકલવામાં આવ્યા હતા. મહાલકરી રા. હકુમતરાય હરરાય દેશાઇની ઉત્તમ વ્યવસ્થાનું આ પરિણામ હતું. ત્યાંના વસ્તીગણત્રી કરનારાઓએ આખી રાત કામ કર્યું હતું. સંભાવિત ગૃહસ્થો પાસેથી ઘોડા માગી લઇ તે ઉપર બેસી માણસો આંકડા ઉતાવળેથી લઇ આવે એવી તેમણે ગોઠવણ કરી હતી. ભાદરણ પછી અનુક્રમે સંખેડા, ડભોઇ, મહેસાણા, સોનગઢ અને ધારીના આંકડા

આવ્યા હતા; અને તે પછી બીજા મહાલોના આકડા આવ્યા હતા બધા મહાલના આકડા આવ્યા પછી રાજ્યના કુલ આકડા તૈયાર કરી શ્રીમત મહારાજા સાહેબને અને હિંદુસ્તાનના સેન્સસ કમિશનરને તેનું નિવેદન તાબડતોબ કરવામા આવ્યું હતું. આવી રીતે ઉતાવળે કરેલા કામચલાઉ સરવાળામા અને પાછળથી સાવકાશ કરેલા સરવાળામા માત્ર ૧૩૪૫ અથવા ૦૬૬ ટકાનો જૂજ તફાવત જણાયો હતો તે હિંદુસ્તાનના સેન્સસ કમિશનરે "લાગતાવળગતા સર્વેને માટે સંતોષકારક" ગણ્યો હતો આ વસ્તીગણત્રીથી વડોદરા રાજ્યની એકંદર વસ્તી ૨૦,૩૨,૭૯૮ (૧૦,૫૫,૯૩૫ પુરુષો અને ૯,૭૬,૮૬૩ સ્ત્રીઓ) જેટલી થઇ હતી.

વસ્તીગણત્રીનુ કામ પૂરુ થયા પછી અને આખા રાજ્યની વસ્તીગણત્રાના આકડા પ્રસિદ્ધ થયા પછી સઘળા વસ્તીગણત્રીપત્રકો મહાલોમાથી મંગાવી વડોદરે મુખ્ય કચેરીમા ભેગા કરવામા આવ્યા હતા અને તે ઉપરથી પરણેલા, કુંવારા, વિધુર, અભણ વગેરે સંબંધી માહિતીના પત્રકો તૈયાર કરવાનુ કામ હાથ પર લેવામા આવ્યુ હતુ

ગણતરી કરનારાઓએ દરેક માણસ સંબંધી વિગતવાર હકીકત ભરેલા પત્રકોને "વસ્તીગણત્રીનો કાચો માલ" કહીએ તો ચાલે કાચા માલમાથી પાકો માલ

તૈયાર કરવા માટે ત્રણ પ્રકારનાં કામ કરવાં પડે છેઃ (૧) તારવણી, (૨) વર્ગીકરણ અને (૩) પત્રકો. આ પૈકી પહેલી એટલે તારવણી કરવાની રીત ઘણી મહેનત અને ગુંચવણ ભરેલી છે.

કાપલીઓની પદ્ધતિ.

સન ૧૯૦૧ પહેલાં પત્રકો બનાવવાં માટે આંકડા "ટાંપ" પદ્ધતિથી કાઢવામાં આવતા હતા. ગણત્રીપત્રક પ્રમાણેનાંજ કોષ્ટકોવાળું એક તારવણીપત્રક બનાવવામાં આવતું અને વસ્તીગણત્રી કરનારે લખેલી દરેક ચોપડી સાથે એવા તારવણીપત્રકનો નમૂનો રાખવામાં આવતો. પછી જે હકીકત ભેગી કરવાની હોય તે હકીકત સંબંધી ગણતરીપત્રકમાં ઈસમવાર લખેલી હકીકત જોઈ તારવણી-પત્રકમાં ટાંપ કરવામાં આવતું. જ્યારે આખી ચોપડી-માંની હકીકતની તારવણી પૂરી થાય ત્યારે તારવણીપત્રક-માં કરેલી ટાંપોનો સરવાળો કરી ગામ, મહાલ અને પ્રાંત વાર આંકડાનાં પત્રકો તૈયાર કરવામાં આવતાં. હકીકત તારવી કાઢવાની આ કઢંગી, બિનભરોંસાદાર અને જૂની પદ્ધતિ બદલી પાછળથી કાર્ડ અથવા કાપલીની પદ્ધતિથી હકીકત તારવી કાઢવાની રીત દાખલ થઈ હતી. આ નવી પદ્ધતિ હર વાન મેયરે સન ૧૮૭૨ની બાવે-રીઆની વસ્તીગણત્રી વખતે શોધી કાઢી હતી અને ત્યાર પછી યુરોપના બીજા દેશોમાં તેનો પ્રચાર થયો

હતો. સન ૧૯૦૧માં હિંદુસ્તાનની વસ્તીગણત્રી વખતે પણ કેટલાક સુધારા સાથે એ જ પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. સન ૧૯૦૧ની વસ્તીગણત્રી વખતે દરેક માણસ દીઠ એક સફેદ અને એક રંગીન એમ બે કાપલીઓ તૈયાર કરી સ્ત્રીપુરુષની જાતિનો ભેદ કાપલીઓની લંબાઇના તફાવતથી બતાવવામાં આવ્યો હતો. સન ૧૯૧૦માં દરેક માણસ માટે સાડાચાર ઇંચ લાંબી અને બે ઇંચ પહોળી એવી એક જ કાપલી તૈયાર કરવામાં આવી હતી. ગણતરીપત્રકોમાં દાખલ કર્યા પ્રમાણેની દરેક ઇસમ સંબંધી પૂરેપુરી હકીકત કાપલીમાં ભરવામાં આવે એ હેતુથી ગણત્રીપત્રકોનાં કોષ્ટકનાં મથાળાંનો ટૂંકો મજકૂર ઝીણા અક્ષરે કાપલીની એક બાજુએ છપાવવામાં આવ્યો હતો અને તેની સામે ગણત્રીપત્રકમાંથી જરૂર પૂરતી હકીકત કાપલીમાં ઉતારી લેવા કારકૂનોને સૂચના આપવામાં આવી હતી. લખવાનું કામ ઓછું થાય એ હેતુથી જુદા જુદા ધર્મો માટે જુદી જુદી જાતના રંગવાળી કાપલીઓ રાખવામાં આવી હતી અને જાતિ અને લગ્ન સંબંધી હકીકત બતાવવા માટે કાપલીઓ ઉપર સૂચક ચિહ્નો છપાવવામાં આવ્યાં હતાં. આ યુક્તિથી કાપલીઓ પર ધર્મ, જાતિ અને લગ્ન સંબંધી હકીકત એ કોષ્ટકોની હકીકત ભરવાની મહેનત કમી થઇ હતી. વળી કાપલીઓમાં હકીકત

ભરવા માટે પણ ગુજરાતી માટે ' ગુ ', મરાઠી માટે ' મ ', ઇંગ્રેજી માટે ' ઇ ' વગેરે સંજ્ઞાઓનો ઉપયોગ કરી લખવાનું કામ કમી કરવામાં આવ્યું હતું. ગણતરીપત્રકો ઉપરથી આ પ્રમાણે તૈયાર કરેલી કાપલીઓનું વર્ગીકરણ કરી છેવટનાં પત્રકો તૈયાર કરવામાં આવ્યાં હતાં. કાપલીઓનું વર્ગીકરણ કરનાર દરેક કારકૂનને બે ખાનાં આપવામાં આવ્યાં હતાં. આ ખાનાંમાં જે બાબતની કાપલી નાખવાની હોય તે બતાવવા માટે એક ચિઠ્ઠી ચોઢેલી હતી. દાખલા તરીકે કેળવણી સંબંધી કાપલીઓનું વર્ગીકરણ થતું હોય ત્યારે એક ખાના ઉપર ' ભણેલા ' અને બીજાપર ' અભણ ' એવી બે ચિઠ્ઠીઓ ચોઢવામાં આવતી. ભણેલાંની ચિઠ્ઠી લગાડેલા ખાનામાં જે કાપલીઓ ઉપર ' ભણેલાં ' લખવામાં આવ્યું હોય તે અને 'ઇંગ્રેજી જાણનાર' એ ખાનામાં 'ઇંગ્રેજી જાણનાર'ની હકીકત લખેલી કાપલીઓ નાખવામાં આવતી હતી. આ પ્રમાણે આખા ગણતરી-પત્રકનાં જુદા જુદાં કોષ્ટકો પ્રમાણે કાપલીઓ ઉપર હકીકત લખવાનું અને તેનુ વર્ગીકરણ કરવાનુ કામ પૂરું પછી દરેક કોષ્ટકવાર કાપલીઓ ગણવામાં આવી તેના આંકડા 'વર્ગીકરણ' એ નામના એક જુદા નમૂનામાં લખી લેવામાં આવતા. વર્ગીકરણના નમૂના ઉપરથી છેવટનાં પત્રકોમાં બધા આંકડા દાખલ કરવામા

આવતા અને એ રીતે આખા મહાલ કે પ્રાતની વસ્તીગણત્રીના પત્રકો તૈયાર કરવામા આવ્યા હતા.

દેહઝાડાના પત્રકો

કાપલીઓ બનાવવાના કામ સાથે દેહઝાડાનાં (ગામવાર વસ્તીના) પત્રકો તૈયાર કરવાનુ કામ પણ હાથ પર લેવામા આવ્યુ હતુ અને કાપલીઓ તૈયાર થયા પછી એક અઠવાડિયા જેટલી ટૂંક મુદતમા પૂરું કરી દેહઝાડો છપાવવા માટે મોકલવામા આવ્યો હતો. પાછલી વસ્તીગણત્રીઓ વખતે દેહઝાડો વસ્તીગણત્રી થઇ ગયા પછી લગભગ બે વર્ષે મોટા કદના બે પુસ્તકો રૂપે પ્રસિદ્ધ કરવામા આવતો હતો. દેહઝાડામા દરેક જાતના આકડા જુદા જુદા આપવાથી ગામવાર સો કરતા વધારે કોષ્ટકો રાખવા પડતા પણ તેમાનાં ઘણાખરા કોષ્ટકો તો ખાલી જ રહેતા અને પુસ્તકનુ કદ અને વજન નાહક વધી જતુ હતુ. મને લાગ્યુ કે સાધારણ ઉપયોગ માટે દેહઝાડામા ગામની વસ્તીનુ માત્ર ધર્મવાર વર્ગીકરણ કરવુ પૂરતુ છે. વળી તેમ કરવાથી અમલદારો પ્રાતમા ફરતા હોય ત્યારે સહેલાઇથી સાથે લઇ જઇ શકાય એવુ નાનુ પુસ્તક થાય, તેથી તેવી તજવીજ રાખવા હુકમ મેળવવામા આવ્યો હતો અને તે અનુસાર નવી પદ્ધતિનુ દેહઝાડાનું પુસ્તક સૌથી પહેલીવાર એક નાના પુસ્તકના આકારમાં

આ વખતે પ્રસિદ્ધ થયું હતું. પહેલાંના દેહઝાડાના પુસ્તક-મા દરેક ભાગમાં અનુક્રમે ૩૭૬ અને ૮૯૬ પૃષ્ઠો હતાં. નવી પદ્ધતિએ તૈયાર કરેલા દેહઝાડામાં એકંદરે ૧૯૮ પૃષ્ઠો જ થયાં હતાં. ૧૯૧૧ના મે માસ આખરે આ પુસ્તકની નકલો છપાઈ તૈયાર થઇ ગઇ હતી અને જૂનમાં દરેક પ્રાંતમાં અમલદારોને મોકલવામાં આવી હતી.

વર્ગીકરણ.

કાપલીઓનું વર્ગીકરણ સન ૧૯૧૧ના મે માસમાં શરૂ કરી ત્રણ માસથી ઓછા વખતમાં પૂરું કરવામાં આવ્યું હતું. એકંદર ૧૮ પત્રકો તૈયાર કરવાનાં હતાં, તે પૈકી ન્યાત તથા ધંધાનાં પત્રકો તૈયાર કરવામાં ઘણો વખત લાગ્યો હતો અને ગણતરીપત્રકમાં લખેલી કેટલીક અસ્પષ્ટ, અધૂરી અથવા ખોટી હકીકતના સંબંધમાં પ્રાંતના અમલદારો સાથે પત્રવ્યવહાર કરી સ્પષ્ટતા કરાવી લેવી પડી હતી.

પત્રકો.

વર્ગીકરણનું કામ થઇ રહ્યા પછી તેનું એકીકરણ અને તે ઉપરથી પત્રકો તૈયાર કરવાનુ કામ ઑગસ્ટમાં શરૂ કરી લગભગ બે માસમાં એટલે કે સપ્ટેંબર આખરે પૂરું કરવામાં આવ્યું હતું. જેમ જેમ પત્રકો તયાર થતાં ગયાં તેમ તેમ તેની નકલો હિંદુસ્થાનના સેન્સસ કમિશનર

તરફ જોવા માટે રવાના કરવામાં આવતી હતી અને એ પ્રમાણે જ્યારે સઘળાં પત્રકો તેમના તરફથી જોવાઇને આવ્યાં ત્યારે પુસ્તકના સ્વરૂપમાં છપાવીને પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં. વડોદરા રાજ્યની વસ્તીગણત્રીનાં પત્રકોનું પુસ્તક આખા હિંદુસ્તાનમાં સૌથી પહેલું એટલે સન ૧૯૧૧ના નવેંબર માસમાં પ્રસિદ્ધ થયું હતું. આ સંબંધમાં હિંદુસ્તાનના સેન્સસ કમિશનરે મને લખેલા તેમના નં. ૧૯૬૦ તા. ૨૮-૧૧-૧૯૧૧ના પત્રમા જણાવ્યું હતું કેઃ—"જે ત્વરાથી તમે તમારાં પત્રકો તૈયાર કરી છપાવ્યાં છે તે માટે તમને અભિનંદન આપું છું. પુસ્તક રૂપે તૈયાર કરેલા આ પત્રકો તમારા તરફથી જ મને પહેલવહેલા મળ્યાં છે અને હજી બીજાં છ અઠવાડિયાં કે બે માસ સુધી બીજા કોઇ ઇલાકા કે રાજ્ય તરફથી મળશે એમ મને લાગતું નથી. વસ્તીગણત્રીના પાછલા ઇતિહાસમાં હજુસુધી કોઇ ઇલાકા કે રાજ્યે પોતાના છેવટના પત્રકો તમે આ વખતે કરી તેટલી ઝડપથી તૈયાર કર્યાં ન હતાં."

નિવેદન.

પત્રકોનુ કામ ચાલતું હતું તેની સાથે જ નિવેદન લખવાનું તેમ જ તેને લગતાં ચિત્રો, નકશા વગેરે તૈયાર કરવાનું કામ પણ શરૂ કરવામાં આવ્યું હતું. આખું નિવેદન સપ્ટેંબર માસની પંદરમી

તારીખ સુધીમાં છાપખાનામાં મોકલવા માટે તૈયાર થઇ ગયું હતું. હિંદુસ્તાનના સેન્સસ કમિશનર મી૦ ગેઇટ વડોદરે તપાસણી માટે આવ્યા હતા ત્યારે મને સૂચના કરી ગયા હતા કે વડોદરાની પાછલી વસ્તીગણત્રાના નિવેદનમા કેટલી અનાવશ્યક હકીકત અને આખાં પાન રોકે એવા મોટાં લીથોથી છાપેલાં ચિત્રોથી નિવેદનનું કદ ઘણું મોટું થઇ ગયું હતું, માટે આ વખતે પુસ્તકનુ કદ પ્રમાણમાં નાનુ થાય તેમ કરવા પ્રયત્ન કરવો. જેમ નિવેદન સંક્ષિપ્તમાં હોય તેમ તેની ઉપયોગિતા વધારે એ વાત ધ્યાનમાં રાખી મેં મારું નિવેદન જેમ બને તેમ ટૂંકું અને પ્રમાણમાં ઓછા કદવાળું બનાવવાનો પ્રયત્ન કર્યો હતો; છાપકામ પણ જેમ બને તેમ ઓછી જગ્યા રોકાય એ પ્રમાણે કરવામાં આવ્યું હતું; નકશા અને ચિત્રો, છૂટા કાગળ ઉપર લીથોથી છાપવાને બદલે છાપેલાં પાનની બાજુમાં જ નાની આકૃતિઓ મૂકીને કરી લેવામાં આવ્યા હતા. તોપણ નિવેદનમાં કોઇપણ બાબત લખવી રહી જાય નહિ તેની ખાસ કાળજી રાખવામાં આવી હતી. નિવેદન વધારે રસમય અને ઉપયોગી થાય તે માટે તેમાં આ રાજ્યમા જોવામાં આવતી કેટલીક વિશેષ પ્રકારની જાતોની છબીઓ શ્રીમંત સરકાર તથા સેન્સસ કમિશનરની સંમતિથી મૂકવામાં આવી હતી.

સંક્ષિપ્ત નિવેદન

વસ્તીગણત્રીના નિવેદનના પુસ્તકનું કદ જો કે પાછળના વખતના નિવેદનોને મુકાબલે ઘણું નાનું કરવામાં આવ્યું હતું તોપણ જેટલું રાખવામાં આવ્યું હતું તે પણ સાધારણ વાચકને માટે કાંઈક મોટું હતું. સાધારણ વાચક પૈકી ભાગ્યે જ કોઈને નિવેદનનું મોટું પુસ્તક વાચવાનો સમય મળે અને મોટું પુસ્તક પૂરું વાચતા સુધી ભાગ્યે જ એવા કોઈ વાચકમાં ઉત્સાહ અને ધીરજ ટકી રહે. જો મહત્ત્વના આકડાઓની જ હકીકતનો સમાવેશ કરી મૂળ નિવેદનના સાર રૂપે બીજું સંક્ષિપ્ત નિવેદન પ્રસિદ્ધ કરવામાં આવે તો સામાન્ય લોકો તે સહેલાઈથી વાંચી શકે અને તે વાંચ્યા પછી તેમને મોટું નિવેદન વાચવાની કદાચ ઈચ્છા પણ થાય એમ લાગવાથી મોટા નિવેદન ઉપરથી સાર રૂપે બીજું સંક્ષિપ્ત નિવેદન અંગ્રેજીમાં તૈયાર કરી પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. આ નાના પુસ્તક સંબંધી હિંદુસ્તાનના સેન્સસ કમિશનરે મને લખ્યું હતું કે – "તમારૂ સંક્ષિપ્ત નિવેદનનુ પુસ્તક વાચતાં મને ઘણો રસ પડ્યો છે. વસ્તીગણત્રીના આંકડા વિષે તેમા ટુંકામાં, પણ વ્યાવહારિક રીતે વિવરણ કરવામા આવ્યું છે સામાન્ય વાંચનારને એ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડે એવું છે."

પહેલાંની વસ્તીગણત્રીઓ વખતે દેહઝાડાનાં પત્રકો સિવાય વસ્તીગણત્રી સંબંધી બીજું એક પણ પુસ્તક દેશી ભાષામાં પ્રસિદ્ધ કરવામાં આવતું નહિ.

ક્રતર નિવેદન

એકલી દેશી ભાષા જાણનારને પણ વસ્તીગણત્રીના મુખ્ય આંકડા તથા નિવેદનની હકીકત જાણવા સુગમતા થાય એ હેતુથી ઇંગ્રેજીમાં તૈયાર કરેલા સંક્ષિપ્ત નિવેદનનું ગુજરાતી ભાષાંતર કરાવી તેને છેડે ઘણાંખરાં મુખ્ય પત્રકો ટુંકાણમાં એક જુદા પુસ્તક તરીકે છપાવી આ વસ્તીગણત્રી વખતે મેં પહેલવહેલું બહાર પાડયું હતું. આ ઉપરાંત વડોદરા રાજ્યમાં વસતી ન્યાતો તથા જાતોનો એક કોશ પણ તૈયાર કર્યો હતો અને તેમાં જ્ઞાતિની ઉત્પત્તિ, લગ્ન વગેરે સંબંધી રીતરિવાજ, વહેમભરેલી માન્યતાઓ વગેરેને લગતી ઉપયોગી માહિતી આપી હતી. આ પૈકી કેટલીક માહિતી રમૂજી અને આશ્ચર્યકારક હતી; દાખલા તરીકે પોમલા લોકોમાં સ્ત્રીને સુવાવડ આવે ત્યારે છોકરૂં જણ્યા પછી તે ફરતી રહી ઘરકામ કર્યા કરે છે પણ ધણી જાણે પોતે છોકરૂં જણ્યું હોય તેમ ખાટલે પડે છે અને સુવાવડનાં વસાણાં ખાય છે. ચોધરા, ઘોડીઆ, ગામીત વગેરે કેટલીક અનાર્ય જાતોમાં એવો રિવાજ છે કે કન્યાના બાપને વરે અથવા તેના બાપે ૧૫ થી ૪૦

સુધી રૂપિયા આપવા જોઇએ, પણ જે વરને આટલી જૂજ રકમ પણ આપવાનું સાધન ન હોય તે કન્યાના બાપને ત્યાં તેની કન્યાને પરણવા ઇચ્છનાર ઉમેદવાર તરીકે એકથી પાંચ વર્ષ નોકરી કરવા કબૂલ કરે છે. કન્યાનો બાપ જો પૈસાદાર હોય અને નજીવી રકમ માટે પોતાની છોકરી આપી દેવા તૈયાર ન હોય તો તે આવા ગરીબ માણસને ખંધાડીઆ (ઉમેદવાર વર) તરીકે પોતાને ઘેર રાખે છે. છોકરીને ખંધાડીયો ન ગમે તો તેની સાથે બોલતી નથી, અને પેલો તે ઉપરથી સમજી જઇ જતો રહે છે. જો કન્યાને ખંધાડીયો ગમે તો તે તેની સાથે બોલે છે અને બન્નેનાં લગ્ન થતાં પહેલાં જ તેમને ધણીધણીયાણી તરીકેનો સંબંધ રાખવા દેવામાં આવે છે. લગ્ન થતા પહેલાં તેમને છોકરાં થાય તેમાં કંઇ હીણપદ ગણાતું નથી. બધું સીધેસીધું ચાલે તો એવાં છોકરાંવાળાં જોડાંનાં પાછળથી ફાવે ત્યારે લગ્ન કરવામાં આવે છે, અને વરવહુ બાપના ઘરમાંથી નીકળી જુદાં રહે છે. છોકરાં થયા પછી પણ જો કન્યાને ન ફાવે તો લગ્ન ન કરતાં ખંધાડીયાને કાઢી મૂકવામાં આવે છે.

કામની કદર.

સઘળું કામ પૂરું થયા પછી વસ્તીગણત્રીની કચેરી તા. ૨૨-૨-૧૯૧૨ના રોજ બંધ કરવામાં આવી હતી. મારા વખતની વસ્તીગણત્રી વખતે ૨૨ મહિના કામ

ચાલી કુલ ખર્ચ રૂા. ૫૬,૦૦૦ થયો હતો પણ એ પહેલાંની સન ૧૯૦૧ની વસ્તીગણત્રી વખતે લગભગ ત્રણ વર્ષ કામ ચાલ્યું હતું અને રૂા. ૧,૨૫,૦૦૦ ખર્ચ થયો હતો. ખર્ચ અને વખતમાં આટલો મોટો તફાવત પડ્યો તેનું કારણ કે દરેક પસંગે બને તેટલી કરકસર કરવામાં આવી હતી અને કામ કરનારાઓની ઉપર યોગ્ય દેખરેખ રાખી કામલેવામાં આવ્યું હતું. શ્રીમંત સરકારે કરેલા મારા કામના સિંહાવલોકનમાં લખ્યું હતું કે "વસ્તીગણત્રીખાતું કરકસરથી ચલાવી કામ ઘણી ચોકસાઈ અને ત્વરાથી કરવા માટે સેન્સસ સુપરિન્ટેન્ડેન્ટ રા. બ. ગોવિંદભાઈને ઘણી સાબાશી ઘટે છે." સેન્સસ કમિશનર સર એડવર્ડ ગેઈટે વડોદરાના ના. રેસિડેન્ટને પત્ર લખી રાજ્યના ના. દીવાન મારફતે સીમલાથી તા. ૨૦-૨-૧૯૧૨ને રોજ મોકલ્યો હતો તેમાં લખ્યું હતું કે "વડોદરા રાજ્યની વસ્તીગણત્રીના સુપરિન્ટેન્ડેન્ટ રા. બ. ગોવિંદભાઇ દેસાઈએ પોતાના કામમાં શરૂઆતથી જ ઘણો રસ લીધો હતો. માત્ર ગણતરી કરવાની ગોઠવણમાં જ નહિ પરંતુ આંકડાઓ ઉપરથી પત્રકો બનાવવામાં અને છેવટનું નિવેદન તૈયાર કરવામાં પણ તેમણે ઘણી સફળતા મેળવી છે. તેમણે મને મોકલાવેલું વસ્તીગણત્રીનાં પત્રકોનું પુસ્તક તા. ૨૭-૧૧-૧૯૧૧ના રોજ મળ્યું હતું અને નિવેદનનું

પુસ્તક પણ ગઈ કાલે મારી પાસે આવી ગયું છે. પાછલી કોઈપણ વસ્તીગણત્રી વખતે કોઈપણ સેન્સસ સુપરિન્ટેન્ડેન્ટે આટલી ઝડપથી કામ પૂરું કર્યું નથી; હજી બીજા કોઈ પણ રાજ્ય કે ઇલાકા તરફથી વસ્તીગણત્રીનાં પત્રકો પણ મને મળ્યાં નથી. નિવેદન સારી રીતે લખી તેમાં ચિત્રો વગેરે ગોઠવીને વાંચવાનું મન થાય તેવું સારું તૈયાર કરવામાં આવ્યું છે. કામ ઘણું સારું થયું છે. એટલું જ નહિ પણ રાવ બહાદુરના પૂર્વગામી વસ્તીગણત્રી સુપરિન્ટેન્ડેન્ટે સન ૧૯૦૧માં કામ કર્યું તે વખતે જે ખર્ચ થયો હતો તેના કરતાં ઘણો ઓછો ખર્ચ થયું છે. નિવેદનમાં તે જણાવે છે તે પ્રમાણે એકંદર ખર્ચ રૂ.૫૬,૦૦૦ અથવા વસ્તીના દર હજાર માણસે રૂ. ૨૬ થશે, પણ સન ૧૯૦૧ની વસ્તીગણત્રી વખતે એકંદર ખર્ચ રૂ. ૧,૨૫,૦૦૦ અથવા દર હજાર માણસે રૂ. ૬૦ થયો હતો." ના. રેસિડેન્ટ સાહેબે (મી૦ એચ. વી. કોબ, આઇ. સી. એસ.) એ પત્ર તેમના પોતાના તરફના બીજા એક પત્ર સાથે મને મોકલાવ્યો હતો તેમાં લખ્યું હતું કે, "વડોદરા રાજ્ય વસ્તીગણત્રી સુપરિન્ટેન્ડેન્ટ તરીકે આપે કરેલા કામ માટે મી. ગેઇટના અભિપ્રાયની નકલ રાજ્યના ના. દીવાન સાહેબ મારફત તમને મોકલતાં મને ઘણો આનંદ થાય છે. તમારા પ્રયાસનું પરિણામ બતાવી આપે છે કે તમે તમારા કામમાં

સંપૂર્ણ લક્ષ આપ્યું છે અને ગણતરીનાં સૂકાં હાડપિંજરોને તમે તમારા નિવેદનનાં રસમય પાનામાં જીવંત બનાવ્યાં છે. તમે મેળવેલી સફળતા માટે અને તમારા કામની ઉત્તમતા જોઇ અભિપ્રાય આપવા માટે મારા કરતાં વધારે લાયક સેન્સસ કમિશનરે તમારી જે પ્રશંસા કરી છે તેને માટે પણ અભિનંદન આપું છું." એ બંને પત્રો પોતાના અભિનંદન સાથે દીવાન નામદાર ગુપ્તા સાહેબે મારા તરફ રવાના કર્યા હતા. વળી જ્યારે આખા હિંદુસ્તાનની વસ્તીગણત્રીનું નિવેદન સેન્સસ કમિશનર તરફથી પ્રસિદ્ધ થયું ત્યારે તેની પ્રસ્તાવનાના અગિયારમા પાન ઉપર તેમણે જણાવ્યુ હતું કે "રા. બ. ગોવિંદભાઈ દેસાઇએ વડોદરા રાજ્યની વસ્તીગણત્રીનું કામ ઘણી સફળતાથી પાર પાડયું છે અને વસ્તીગણત્રી થઇ ગયા પછી એક વર્ષથી પણ ઓછા વખતમાં પદ્ધતિસર અને સુંદર રીતે લખાયલું નિવેદન બહાર પાડયું છે." સેક્રેટરી ઑફ સ્ટેટ તરફથી મળેલી મારા નિવેદનની નકલ જોઇ ઇંગ્લાંડ અને આયર્લાંડની રોયલ એન્થ્રોપોલોજીકલ ઇન્સ્ટિટ્યુટે વસ્તીગણત્રીના મારા નિવેદનની ઉત્તમતાની પ્રશંસા કરી મને એ મંડળના "ફેલો" તરીકે નામવાનું બહુમાન આપ્યું હતું.

સન ૧૯૨૧ની વસ્તી-ગણત્રી.

આ પછી દસ વર્ષે જ્યારે સન ૧૯૨૧ની વસ્તીગણત્રી માટે ફરીથી કચેરી ઉઘાડવાનો વખત આવ્યો ત્યારે તેને અંગે પ્રાથમિક ગોઠવણ કરવાનું કામ

મને સોંપવામાં આવ્યું હતું. તે પ્રમાણે વસ્તીગણત્રીની કચેરી સન ૧૯૨૦ના ઍપ્રિલ માસની પહેલી તારીખથી ઉઘાડવામાં આવી હતી, અને મે ૧૯૨૦ આખર સુધી તે મારા હવાલામાં રહી હતી. તે પછી ? સત્યવ્રત મુકરજી, બી. એ (ઑક્સન.) એમની વસ્તીગણત્રી સુપરિન્ટેન્ડેન્ટ તરીકે અને મગનલાલ ઠક્કર, બી. એ., એલએલ. બી. એમની મદદનીશ વસ્તીગણત્રી સુપરિન્ટેન્ડેન્ટ તરીકે નિમણુકો કરવામાં આવી હતી, અને હું એ કામમાંથી છૂટો થયો હતો.

આ વખતના દીવાન.

વસ્તીગણત્રીનું કામ હું કરતો હતો તે મુદતમાં મોટે ભાગે મી. સી. એન. સેડન દીવાન હતા. તે ઇંડિયન સિવિલ સર્વિસમાં મુંબઇ ઇલાકામાં હતા ત્યાંથી વડોદરામાં પ્રથમ ઍસિસ્ટન્ટ રેસિડેન્ટ તરીકે આવ્યા હતા; અને ત્યાંથી સન ૧૯૦૪ માં વડોદરા રાજ્યની નોકરીમાં સર્વે સેટલમેન્ટ કમિશનર તરીકે જોડાયા હતા. તેમણે વડોદરામાં ઘણાં વર્ષ કરેલી નોકરીથી વડોદરા રાજ્યના તે ઘણા માહિતગાર થયા હતા. તેમને ગુજરાતી, મરાઠી વગેરે ભાષાઓ બોલતાં તથા લખતાં ઘણી સારી આવડતી હતી; સ્વભાવે ઘણા શાંત, વિચારશીલ અને દયાળુ હતા તેથી ઘણા લોકપ્રિય થયા હતા. ૧૯૦૮માં તે અમાત્ય અને નામદાર દત્ત સાહેબના અવસાન પછી

૧૯૦૯માં દીવાન તરીકે નિમાયા હતા. તેમની દીવાનગીરી ૧૯૧૨ જાન્યુઆરી સુધી ચાલ્યા પછી તે પોતાની બ્રિટિશ નોકરીમા પાછા ગયા હતા; અને મી. બી. એલ ગુપ્તા આઇ. સી. એસ. ( વાનપ્રસ્થ ) જે પહેલા ન્યાયમંત્રી તરીકે વડોદરા રાજ્યની નોકરીમાં જોડાયા હતા તે દીવાન નિમાયા હતા, અને સન ૧૯૦૯માં વાનપ્રસ્થ થયેલા દી. બ. સમર્થને નોકરીમા પાછા બોલાવી અમાત્ય તરીકે નીમ્યા હતા.



## પ્રકરણ ૭

### મુલકીખાતું.

મુલકીખાતામાં નિમણુક.

પોલીસખાતાની પુનર્રચના થઇ ગયા પછી સન ૧૯૦૯ના નવેંબરમાં નામદાર વાઇસરોયની વડોદરાની મુલાકાતનો મહત્વનો પ્રસંગ પણ સારી રીતે પાર ઉતર્યો તેથી પોલીસખાતામાં મારી જરૂર રહેલી નથી એમ જણાવી મને ન્યાયખાતામાં પાછો મોકલવા મેં માગણી કરી હતી. પરંતુ શ્રીમંત મહારાજા સાહેબની ઇચ્છા મને થોડો વખત મુલકીખાતામાં રાખવાની હતી, તેથી નવસારી પ્રાંત સૂબા તરીકે મારી નિમણુક થઇ અને એ નિમણુકના હુકમમાં જ મને જણાવવામાં આવ્યું કે દર દસ વર્ષે કરવાની વસ્તીગણત્રી સન ૧૯૧૧ની સાલમાં

થશે તેનું કામ પણ મારે કરવાનું છે, તેથી નવસારી પ્રાંત સૂબા તરીકે તા. ૬-૧-૧૯૧૦થી તા. ૩૦-૪-૧૯૧૦ સુધી કામ કર્યા પછી બાવીસ મહિના સુધી મેં વસ્તી-ગણત્રીનું કામ કર્યું હતું. તે પછી અમરેલી પ્રાંત સૂબા તરીકે તા. ૧-૩-૧૨ થી તા. ૧૧-૪-૧૨ સુધી અને કડી પ્રાંત સૂબા તરીકે તા. ૧૨-૪-૧૯૧૨ થી તા. ૭-૮-૧૯૧૫ સુધી અને ફરીથી નવસારી પ્રાંત સૂબા તરીકે તા. ૮-૮-૧૯૧૫ થી તા. ૪-૫-૧૯૧૬ સુધી કામ કર્યું હતું. એ પછી મને જોઈન્ટ (જોડીદાર) સરસૂબા તરીકે નીમવામાં આવ્યો હતો. તે જગો ઉપર હું તા. ૫-૫-૧૯૧૬ થી તા. ૨૮-૧૨-૧૯૧૯ સુધી રહ્યો હતો. જોઈન્ટ સર૰ સૂબા તરીકે મારા હવાલામા આબકારી, સ્ટાંપ, નોંધણી, દેવસ્થાન, પંચાયત, ખેતીવાડી, સહકારી અને વેપાર-ઉદ્યોગ ખાતાં હતાં, અને સરસૂબા રજા ઉપર હોય અગર સદર સ્ટેશનથી દૂર હોય ત્યારે તેમનું કામ પણ મારે સંભાળી લેવું પડતું.

મેં જોયેલા સરસૂબાઓમાં દીવાન બહાદુર સમર્થ ઉંચી કોટીના હતા. તે બહોળા વિચારના હતા અને સરકાર અને રૈયતનું હિત ખરી રીતે શામાં સમાયલું છે તે સારી રીતે સમજતા હતા. ખેતીવાડી, સહકાર વગેરે પ્રગતિનાં કામમાં તે બહુ રસ લેતા. સન ૧૯૦૯માં નિવૃત્ત થયા પછી સન ૧૯૧૨મા અમાત્ય

તરીકે થોડો વખત પાછા નોકરીમાં જોડાયા ત્યારે પણ પ્રજોન્નતિનાં કામો – ખેતીવાડીના સુધારા, સહકારની ખિલવણી – વગેરેમાં સારો ઉત્સાહ બતાવતા. સૂબા તરીકે હું પહેલવહેલો નિમાયો તે વખતે દીવાન ટેકચંદ, એ નામના એક પંજાબી સિવિલિયન જેમની નોકરી ઉછીની લેવામાં આવી હતી, તે સરસૂબા હતા. દીવાન ટેકચંદ હસમુખા, મળતાવડા અને ગમતી હતા, પણ કાંઇ ખાસ હોશિયારી ધરાવતા નહિ. તે હાથની રેખા જોવાનું કામ સારી રીતે જાણતા અને અમલદારમિત્રોના હાથ જોઇ ઉમ્મર, બઢતી, ધનપ્રાપ્તિ વગેરે બાબતોમાં તેમનું ભવિષ્ય કેવું થશે એ જણાવી ગંમત કરાવતા. સરસૂબાના કયા કયા અધિકાર સૂબાને, અને સૂબાના તેમની નીચેના અમલદારોને આપી શકાય એ વિષે નિવેદન કરવા એક અધિકાર વહેંચણી ( decentrelization ) સંબંધી સમિતિ નીમવામાં આવી હતી તેના તે પ્રમુખ હતા અને સભાસદોમાં હું એક હતો, તેથી સૂબો થતા પહેલાંથી જ દીવાન ટેકચંદનો મને પરિચય થયો હતો. હું પોલીસ કમિશનર હતો અને તે સરસૂબા હતા ત્યારે ડિસ્ટ્રિકટમાં ફરતાં ઘણી વખત એક જ ઠેકાણે અમારો મુકામ થતો ત્યારે મને તે તેમના મુકામ પર જમવા બોલાવતા અને કહેતા કે તમારા મુકામ પર કાંઇ

સારું રાંધ્યું હોય તો અહીં મોકલી દેજો એટલે આપણે સાથે જમીશું! સન ૧૯૧૨માં તે પંજાબ પાછા ગયા ત્યારે વિનાયક યાદવ વણીકર સરસૂબા થયા અને સન ૧૯૧૬ સુધી રહ્યા હતા. તેમના પછી ગુણાજીરાવ લીંબાળકર સરસૂબા થયા અને હું તે જ અરસામાં જોઇન્ટ સરસૂબા થયો. વણીકર સાહેબ બુદ્ધિશાળી અને હોશિયાર પણ સાંકડા વિચારના અને મોજી હતા. તેમના સસરા ધામણકર સાહેબની પેઠે નિયમના ખરા ઉદ્દેશને બદલે માત્ર તેની શબ્દરચના ઉપર તે વધારે ધ્યાન આપતા અને પોતાના ઉપર જવાબદારી લઇને કાંઇ કામ કરતા નહિ. જેથી તિજોરીમાં વધારે પૈસો આવે તેને જ 'સરકારહિત' માનવાની કેટલાક મુલકી અમલદારોની ખોટી સમજ તેમના વખતમાં થઇ હતી. તિજોરીમાં જેટલા પૈસા વ્યાજબી રીતે આવે તે ત્યાં લાવવા એ સર્વ સરકારી નોકરોનું કર્તવ્ય છે, પરંતુ તરત મોટી રકમ આવે એટલા જ ઉપરથી ઢોરને ચરવાનાં ઘાસનાં બીડો હરરાજ કરી દેવાં, જથાબંધ પડતર જમીન એક જ ઇસમને આપી દેવી, જૂજ બાબતોમાં કેફિયતો કરવી, એ વગેરેમાં ખરૂં 'સરકારહિત' નહિ પણ અહિત છે. છતાં પણ સરકારહિતની ખોટી સમજને લીધે એવાં પગલાં લેવાયાં હતાં અને તેમ કરનાર વહીવટ-

દારોને બિલ્લા ( ચાદ ) અપાયા હતા; તેનાં માઠાં પરિણામ ખેડુતો અને તેમનાં ઢોર ઉપર આવ્યા છે અને ખરેખર રીતે સરકારનુ અહિત થયું છે એમ હવે સમજાવા લાગ્યું છે. ગુણાજીરાવ લીંબાળકર મુલકી કરતાં સેટલમેન્ટ ખાતાના કામમા વધારે માહિતગાર હતા અને વતન, ગીરાસ, બારખળી વગેરે કામમા તેમનું જ્ઞાન અને અનુભવ બહોળો હતો કારણ કે તેમણે પોતાની નોકરીનો મોટો ભાગ સેટલમેન્ટ ખાતામાં જ કાઢ્યો હતો.

મુલકી ખાતામા નવી દૃષ્ટિ

સૂબાને પ્રાતનુ પોલીસ અને ફોજદારી કામ જોવુ પડે છે, તેમા તો મારે કાઈ શીખવાનું ન હતું, પણ શિખવાડવાનુ હતું. ડકોઇટી વગેરે મહત્વના ગુનાની તપાસમા ગુનાની જગો ઉપર જાતે જઇ મેં પોલીસને મદદ કરવા માડી અને શકદાર લોકોના સારી ચાલના જામીન લેવાના કામ ઉપર જાતે દેખરેખ રાખી જામીન લેવરાવવા માંડયા. કડી પ્રાંતના ચાણસ્મા તાલુકાના સુણસર ગામના સોળ અને રામપુરા ગામના આઠ ઠાકરડા બદમાસોના જામીન કડી પ્રાંતમા સુબા તરીકે જતા જ મેં લેવડાવ્યા તેથી બદોબસ્ત માટે ઘણી સારી છાપ પડી ગઇ અને ચોરી, વગેરે ગુના કમી થઇ ગયા. પરંતુ મુલકી

કામમાં જો કે મારે હજી ઘણું શીખવાનું હતું. તોપણ એ ખાતામા કામ કરવાની ચાલતી આવેલી રૂઢિ મને ઠીક નહિ લાગવાથી મેં કાંઇક જુદી રીતે કામ કરવા માંડયું. થોડા જ વખતમા લોકોને જણાયું કે ન્યાય અને પોલીસખાતામા જેણે કામ કર્યું હતું એવા માણુસની મુલકીખાતામાં નિમણૂક થવાથી એ ખાતાના દેહમા નવું ચેતન અને નવી દષ્ટિ આવી છે. કચેરીના વખતની નિયમિતતા ખરેખર સચવાવા લાગી; તુમાર ચલાવી નકામી લખાપઢી કરવાની રીત કમી થવા લાગી અને પ્રાંતમાં ફરવાનો કાર્યક્રમ નક્કી થઇ તે પ્રમાણે અમલ થવા લાગ્યો; નવા સૂબા ઘોડા કે ઊંટ ઉપર બેસી ગામેગામ ફરતા અને લોકો સાથે પરિચયમાં આવી તેમની સ્થાનિક જરૂરિયાતો તપાસતા અને ફરિયાદો વિષે હકીકત સાભળી બનતા સુધી ત્યા ને ત્યાં જ તેનો નિકાલ કરતા; તપાસણી પણ જાતે કરતા અને નજીવી બાબતોમાં લાંબાં ઓડિટ લેવાને બદલે મહત્વની જે ચૂકો જણાય તે બનતા સુધી સ્થળ ઉપર જ સુધરાવી લેતા; તાલુકે પડ્યા રહેવાને બદલે તલાટીઓને તેમની નિમણૂકના ગામે રહેવાની અને તજવીજદારોને પોતાના ટપામાં ફરતા રહી નિયમ પ્રમાણે કામકાજ કરવાની સખ્તાઇ કરવામાં આવતી; જૂના બાકી કામોનો તુરતાતુરત નિકાલ કરવામાં આવતો; પાછલાં તપાસણી

ઑડિટોને લગતા લાંબા વખતથી ચાલતા તુમારોનો નિકાલ કરવામાં આવતો; મહાલેથી ખોટી કેફિયત કર્યાની લોકોની ફરિયાદો હોય તો બનતા સુધી તે ફેરણી વખતે ગામ ઉપર જ સાંભળી ત્યાં ને ત્યાં જ યોગ્ય દાદ આપવામાં આવતી; ઉદાહરણ તરીકે એક વખત મહેસાણેથી પગરસ્તે કડી જતાં રસ્તામાં મ્હેવડ નામનું ગામ આવ્યું; ત્યાંના લોકોએ ફરિયાદ કરી કે અમે તળાવની પાળ પાસે આવેલી ખુલ્લી જમીનમાં અમારી ખેતીના પાકનાં મરચાં સૂકવ્યાં હતાં તેના સંબંધમાં તલાટીના લખવાથી મહાલેથી કેફિયત થઇ ૩૨ જણનો દોઢ દોઢ રૂપિયા પ્રમાણે દંડ થયો છે. સરકારી પડતર જમીનનો આવી રીતે થોડા વખત માટે ઉપયોગ કરવો એ કાંઇ કબજો કર્યો ગણાય નહિ તેથી તુરત કામ મંગાવી, કેફિયત રદ કરવામાં આવી હતી. શિરસ્તેદાર અરજીઓ પોતે લઇ તેના પર શેરા કરી સૂબાની સહી માટે રજૂ કરતા તે બંધ કરી મેં જાતે ખુલ્લી કચેરીમાં અરજીઓ લેવા માંડી અને અરજદારોના સમક્ષ તે વાંચી, તેમને જે કાંઇ કહેવાનું હોય તે સાંભળી તેમના રૂબરૂ જ નિકાલ કરી તેમને નિકાલની હકીકત જણાવવા માંડી. વિવાદોની સુનાવણી સદર સ્ટેશનમાં ઠરાવેલી તારીખે જ થતી તેથી લોકોને નકામી અથડામણ અને ખર્ચ કમી થયાં હતાં. પોલીસના સિપાઇ અને અમલદાર તથા મુલકીના તલાટી અને તજવીજદાર

પૈસા આપ્યા વિના સીધું લે છે અને મોદી માગણી કરે તો તેને નુકસાન કરવાની ધમકી આપે છે એવી ફરિયાદો આગળ આવતાં તરત તપાસ કરી કસૂરદારને દરજ્જે ઉતરવાની અને વર્તણૂક છેક જ ખરાબ હોય તો નોકરીમાંથી કમી કરવાની કડક શિક્ષા કરવામાં આવતી તેથી એવાં કૃત્યો કરવાને બીજા બીવા લાગ્યા. ઉદાહરણ તરીકે ચાણસ્મા તાલુકાના લણવા ટપ્પાનો તજવીજદાર મોદીઓ પાસેથી ઉધાર સીધું લેતો અને કોઈ પૈસા માગવાની હિંમત કરે તો તેના ઘરનો ઓટલો ગમે તેટલો જૂનો હોય તોપણ, તેણે જમીન દબાવી છે એમ કહી માપણી કરવા મંડી જતો, અને ખોટી કેફિયતો કરાવી દંડ પણ કરાવતો. પોતે ઘોડી રાખતો તે લોકોનાં ખેતરોમાં ઘાલી ઉભો પાક ખવરાવી દેતો. તેના જુલમ સંબંધી અરજીઓ થવા લાગી તે ઉપરથી ગામે જઇ મેં જાતે તપાસ કરી અને હકીકત સાક્ષી પુરાવાથી સારી રીતે પુરવાર થવાથી તેમ પાછલી કસૂરોને માટે દંડ વગેરેની શિક્ષા થયેલી છતાં કંઇ સુધારો થએલો નહિ હોવાથી તેને બરતરફ કરવામાં આવ્યો. મારા ઠરાવ ઉપર સરસૂબા તરફ વિવાદ થયો તેમાં સરસૂબાએ ( વણીકર સાહેબે ) તજવીજદારની કસૂર ખરી માની પણ તેનો પગાર રૂા. ૩૦ હોવાથી મને બરતરફ કરવા અધિકાર નથી એમ ઠરાવી તેને ફરીથી નોકરીમાં દાખલ કરવા હુકમ કર્યો.

આ ઉપરથી તેમના અધિકારમાં પ્રાંતનો ઠરાવ બહાલ રાખવા ફેરતપાસણી રાહે મેં તેમને વિનંતિ કરી પણ તેમણે તેમ કરવા ના પાડી. તેથી મેં હજૂરમાં વિવાદ કર્યો અને અને છેવટ નામદાર દીવાન સર. વી. પી. માધવરાવે તે મંજૂર કરી સરસૂબાનો ઠરાવ રદ કરી મારો દીવાન અધિકારમાં કાયમ રાખ્યો હતો. આ પ્રમાણે થવાથી સૂબા તરીકે મારી પ્રતિષ્ઠા વધી અને તાબાના નોકરો ખોટું કરતાં મારાથી બીવા લાગ્યા. તલાટી, તજ્વીજદાર, શિરસ્તેદાર વગેરે નાના નોકરો રુશવત લેતા ( અને હજી પણ લે છે ) પણ તે સંબંધી ફરિયાદો બહુ થતી નહિ, કારણ કે ઘણું કરીને પોતાની કંઇ મતલબ સાધવાને અને સરકારને નુકસાન કરી પોતાનો ફાયદો કરી લેવાને તે આપવામાં આવતી. પણ કનડીને પૈસા લીધા હોય તો કોઇ પ્રસંગે તેની ફરિયાદો થતી. એવે પ્રસંગે ફોજદારી અદાલતો માગે છે તેવો પુરાવો મળવો મુશ્કેલ હોય છે તો-પણ જ્યારે પૈસા લીધેલા હોવા વિષે મનની ખાત્રી થતી ત્યારે દાખલો બેસાડવા શિક્ષા કરવામાં આવતી અને તેથી કંઈ સારી અસર પણ થઇ હતી.

મુલકી અમલદારનાં ખાસ કર્તવ્ય

મુલકી અમલદાર તરીકે મેં વહીવટદારો અને નાયબસૂબાઓને માત્ર સૂચનાઓથી નહિ પણ મારા પોતાના દાખલાથી સમજાવ્યું હતું કે

મુલકી અમલદારોની ફરજ માત્ર સરકારધારો ઉઘરાવવામાં જ નહિ પરંતુ લોકહિત સાચવવામાં અને શ્રીમંત સરકારની શુભ ઇચ્છા પ્રમાણે લોકોન્નતિનાં કામો કરી તેમનું ભલું કરવામાં સમાએલી છે. મહેસુલ વસૂલ કરવાનું છે ખરૂ પરંતુ તે વસૂલ કરીને જ બેસી રહેવાનું નથી. આપણા રાજ્યના ઘણાખરા લોકો એવા ભલા છે કે સાધન હોય તો સરકાર ધારો પહેલો ભરી દે છે એટલે તે વસૂલ કરવાને સખ્તાઇના ઉપાય જવલ્લે જ લેવા પડે છે. સર્વે સેટલમેન્ટ અને નિયમથી જમાબંદી વગેરે મુલકી કામ સહેલું અને સરળ થઇ ગયું છે એટલે વહીવટદારે પોતાના મહાલમાં, નાયબસૂબાએ પોતાના વિભાગમા અને સૂબાએ પોતાના પ્રાંતમાં ખેતીવાડી, કેળવણી, પંચાયત, આરોગ્યરક્ષણ, સહકાર એ વગેરે પ્રવૃતિમાં મન ઘાલી લોકોને ઘટિત સમજૂત આપી સુધારો કરાવવાને લક્ષ આપવું જોઇએ. વખત મળતો નથી એમ કહેવું એ તો કામ નહિ કરવાનું માત્ર એક બહાનું છે. મારા વખતમા વીજાપુર વહીવટદાર ગોખલે, કલોલ વહીવટદાર દીવેટિયા, મહેસાણા વહીવટદાર ભાવે, અને કડી વહીવટદાર જે. સી. સેન જેવા સારા અને ઉત્સાહી વહીવટદારો આ દિશામાં ઘણું કામ કરી બતાવતા.

**ખેડુતોની મુશ્કેલીઓ.**

વડોદરા રાજ્યના લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે અને સરકારની મુખ્ય ઉપજ પણ જમીન મહેસુલમાંથી જ

થાય છે. એટલા માટે ખેતીની સુધારણા અને ખેડુતોની ઉન્નતિ કરવી એ ખરા સરકારહિતની બાબત છે. પરંતુ દુર્ભાગ્યે ખેડુતોની સ્થિતિ જોઇએ તેવી સંતોષકારક હજુ થઈ નથી. તેનુ એક કારણ એ છે કે તે સુધારવા માટે લાગતાવળગતા અમલદારો તથા લોકો તરફથી જોઇએ તેવી અને તેટલી તજવીજ થઇ નથી. ગુજરાતનો ખેડુત ઘણે ભાગે ખેતીના કામમા કુશળ અને ઉદ્યોગી છે પરંતુ કેટલાક સંજોગો એવા પ્રતિકૂળ છે કે તેની ખેતીની પેદાશ જોઇએ તેટલી થતી નથી દાખલા તરીકે આપણે ત્યાની એક એકર જમીનમા શેરડીનુ વાવેતર કર્યુ હોય તો કુબાના ⅙, જાવાના ⅐ અને હવાઇના ⅛ ભાગ જેટલોજ પાક આપણે ત્યાની જમીનમા ઉતરે છે ઇજીપ્તમા એક એકર જમીનમાથી ૪૫૦ રતલ અને અમેરિકામા ૨૦૦ રતલ રૂ થાય છે, ત્યારે આપણે ત્યા ફક્ત ૯૮ રતલ થાય છે ચોખા જેવી સાધારણ ખેતીની પેદાશ પણ જાપાન કરતા આપણા દેશમા અડધોઅડધ ઓછી થાય છે. ત્યાના કરતા આપણી જમીન એકંદરે વધારે ફળદ્રુપ છે એટલે સારો પાક નહિ થવામા મોટે ભાગે પ્રતિકૂળ સ્થિતિ કારણભૂત ગણી શકાય એ પ્રતિકૂળ સ્થિતિના ઘણા કારણો છે અને તે મોટે ભાગે દૂર કરી શકાય તેવા છે. વરસાદ ઉપર આધાર રાખવાની કુદરતી પ્રતિકૂળતા કૂવા, નહેરો, તળાવો વગેરેથી કંઇ દરજ્જે દૂર થઇ છે અને હાલના કરતા પણ

વધારે દૂર થઇ શકે એવી છે. બીજી પ્રતિકૂળતાઓમાં ખેડુતનું અજ્ઞાન અને વહેમી વિચાર, તેની કરજગ્રસ્ત સ્થિતિ, તેને બી, ખાતર, નીંદામણ વગેરે માટે વખતસર નાણાં મળે એવી જોગવાઇની ખામી, તેના રીતરિવાજનાં બંધનો, તેનાં નાનાંનાનાં અને છૂટાંછવાયાં ખેતરો, અને ઢોરની કંગાલ સ્થિતિએ વગેરે છે. ઢોરની ઓલાદ સુધારવા તો કંઇ તજવીજ થતી નથી અને જે થોડાં ઢોર સારી ઓલાદનાં છે તેમની ઓલાદ જાળવી રાખવા પણ કાળજી રખાતી નથી તેથી તે ઉતરતી જાય છે. ઢોરનું છાણ ખાતર તરીકે ખેતરમાં જવું જોઇએ તેને બદલે ઘણે ભાગે બળતણ માટે છાણાં થાપવામાં વપરાઇ જાય છે. હાડકાં ઘણું અસરકારક ખાતર છે પણ ખેડુતના વહેમી વિચારને લીધે તેનો અહીં ઉપયોગ થતો નથી તેને લીધે હિંદુસ્તાનમાંથી દરસાલ દસ લાખ ટન હાડકાં પરદેશ જાય છે. ખેડુત જાતે કરકસરિયો હોય છે પણ રિવાજનો ગુલામ થઇ તે બારમાં, લગ્ન-વરા વગેરેમા બિનજરૂરી અગર જરૂર કરતાં વધારે ખર્ચ દેવું કરીને પણ કરે છે. તે જન્મથી દેવાદાર હોય છે અને વારસામાં તેનાં છોકરાંને પણ દેવું મૂકતો જાય છે. આરોગ્ય સાચવવાના નિયમોનું તેને ભાન નહિ હોવાથી તે ટાઢિયો તાવ વગેરે રોગોના હુમલાનો ભોગ થઈ પડે છે અને ખેતીની ખરી મોસમમાં ખાટલે પડી પીડાય છે અને ઘણી વખત કમોતે મરી જાય છે.

ખેડુતના સ્થિતિ સુધારવાને સરકારે ઘણી તજવીજ કરી છે. ખેતીવાડી, આરોગ્યરક્ષણ, સહકાર, કેળવણી વગેરે ખાતાં ઉઘાડયાં છે; પરંતુ તેનો પૂરેપુરો લાભ મુલકી અમલદારો તેમાં જીવ ઘાલે તો જ ખેડુતને મળે. ઘણી વાતો એવી છે કે જે લોકો સાથે મળતા રહી બોધ કરવાથી સુધરી શકે. મુલકીખાતાના અમલદારોના સહકાર વગર પ્રગતિખાતાના અમલદારોના કામની ખેડુતો ઉપર કંઇ વિશેષ અસર થતી નથી. ખેડુતની ઉન્નતિ માટે અને ખેતીવાડીની સુધારણા માટે મુલકી અમલદારોએ કેળવણી, ખેતીવાડી, સહકાર અને આરોગ્યરક્ષણ વગેરે કામ પ્રગતિખાતાંના અમલદારો સાથે મળીને કરવાની જરૂર છે. પરંતુ પોતાના આ અગત્યના કર્તવ્ય તરફ તેઓ લક્ષ આપતા નથી એમ મુલકી ખાતામાં આવ્યા પછી મને જણાયું. હું પોલીસ કમિશનર હતો ત્યારે મારા જોવામાં આવ્યુ હતું કે ગુનાની તપાસમાં કે તેના અટકાવમાં મુલકી અમલદારો પોલીસને જોઈએ તેવી મદદ કરતા નથી. તે પછી જ્યારે હું નવસારી પ્રાંત સૂબા તરીકે નિમાયો ત્યારે મને જણાયું કે વહીવટદારો અને નાયબસૂબાઓ ખેતીવાડી, કેળવણી, પંચાયત, આરોગ્યરક્ષણ એ વગેરે ખાતાંના કામોમા કંઇ રસ લેતા નથી. એ ખાતાં ઉપર નિમેલા ખાસ અમલદારોએ જ પોતપોતાના ખાતાનું કામ

તે દૂર કરવા તજવીજ

સંભાળી લેવાનું છે અને તેમાં પોતે કંઇ દરમિયાનગીરી કરવાની નથી એમ મુલકી અમલદારો માનતા હોય એમ મને જણાયું હતું. આ સંબંધી તેમને પૂછવામાં આવતાં કોઇ એમ પણ કહેતા કે અમને વખત મળતો નથી. પ્રાંતના સૂબા તરીકે મારે મુલકી કામ ઘણું હતું છતાં પણ લોકસુધારણાની આ પ્રવૃત્તિઓ તરફ સારું લક્ષ આપી શકાય એટલો વખત મને મળતો. વખત નથી એમ કહેવું એ તો માત્ર બહાનું જ છે, અને મેં પોતે એ દિશામાં કામ કરી બતાવવા માંડ્યું તેથી મારા વખતમાં લગભગ બધા મુલકી અમલદારો પ્રજાપ્રગતિના કામમાં કંઇક ભાગ લેવા લાગ્યા હતા.

ખાતામાં નવો પ્રાણ.

સન ૧૯૧૨થી ૧૯૧૫ સુધી હું કડી પ્રાંત સૂબો તરીકે હતો તે વખતે ત્યાં મુલકી ખાતામાં નવો પ્રાણ આવ્યો હતો. આ સંબંધમાં વડોદરા રાજ્યની આર્થિકસુધારણાસમિતિ ( BARODA ECO DEVELOPMENT COMMITTEE ) જેના પ્રમુખપદે મરહૂમ મી૦ આર. સી. વીટનેક હતા, તેના નિવેદનના ૧૨૭મા ફકરાના નીચે જણાવેલા ઉતારા ઉપરથી આ અરસામાં કડી પ્રાંતમાં થયેલા કામનો કંઇક ખ્યાલ આવશેઃ—

"ખેતીની સુધારણાના કાર્યમાં રસ લઇ તેમ જ ખેતીવાડીખાતાના અધિકારી સાથે એ બાબતમાં સહકાર

કરી રા. બ. ગોવિંદભાઈ દેસાઇએ કડી પ્રાંત સૂબા તરીકે પ્રત્યક્ષ કામ કરી એવો દાખલો બેસાડયો છે કે બીજા સૂબાઓને તેમનું અનુકરણ કરવા જેવું લાગે છે. તેમના તરફથી સૌથી પહેલાં કડી પ્રાંતમાં ૧૨૦૦ સભાસદોનું એક ખેતીવાડી મંડળ સ્થાપવામાં આવ્યું હતું અને ત્યારપછી વડોદરા પ્રાંતમાં પણ સ્થાપવામાં આવ્યું હતું. કડી પ્રાંતના દરેક મહાલે દરેક વર્ષે ઢોરોનું નાનકડું પ્રદર્શન ભરવા માટે કડી પ્રાંત પંચાયત પાસે તજવીજ કરાવવામા આવી હતી, તે પ્રમાણે ઢોરનાં પ્રદર્શનો ભરવામાં આવતાં હતા અને તે ઉપરાંત જગુદણ અને બીજાં સ્થળોએ સારા ખેતીનાં ઓજારો, બીજ વગેરેનું પ્રદર્શન પણ ભરી તેનાથી થતા ફાયદા સમજાવવામાં આવતા હતા. ખેતીવાડીનું ફરતું પ્રદર્શન કરવાનો કડી પ્રાંત સૂબાનો નવો જ વિચાર સન ૧૯૧૪મા અમલમાં મૂકવામાં આવ્યો હતો. બી. બી. ઍન્ડ સી. આઇ. રેલવે પાસે એક વેગન એવી શરતે ભાડે રાખવામાં આવ્યું હતું કે કડી પ્રાતના દરેક સ્ટેશને તેને છૂટું કરી ચોવીસ કલાક સુધી થોભાવવું. આ ચોવીસ કલાકમાં વેગનમાં રાખેલાં સુધરેલી ઢબની ખેતીવાડીને લગતાં ઓજારો, બીજના નમૂના વગેરે સ્ટેશન નજીકની કોઇ સવડ પડતી જગા ઉપર પ્રદર્શન રૂપે ગોઠવવામાં આવતાં. મુલકી અમલદારો તેમ જ સહકાર,

આરોગ્યરક્ષણ અને ખેતીવાડીખાતાના અમલદારો તરફથી ભાષણો થતાં અને ખેતીનાં ઓજારોને પાસેના ખેતરમાં લઇ જઇ તે કેમ વાપરવાં એ પ્રત્યક્ષ રીતે બતાવી સમજણ પાડવામાં આવતી હતી. રેલવે સ્ટેશનની આસપાસ નજીકમાં આવેલાં દરેક ગામે પ્રદર્શનની તારીખ, અને સમયની ખબર આગળથી આપવામાં આવતી તેથી હજારો લોકો પ્રદર્શન જોવા આવતા હતા. પ્રદર્શન વખતે ચલાવી બતાવવાના કામ માટે જોઇએ તે ઉપરાંત કેટલાંક વધારાનાં ઓજારો જેવાં કે, લોઢાનાં હળ વગેરે વેચવા માટે સાથે રાખવામાં આવતાં હતાં અને તેથી થવાનો ફાયદો સમજ્યા પછી જેને રાખવાં હોય તેને અડધી કિંમતે વેચાતાં આપવામાં આવતાં હતાં. કડી પ્રાંત પંચાયત અને ખેતીવાડીખાતા તરફથી લ્યુસર્ન વગેરે પૌષ્ટિક ઘાસ ઉગાડવાના ફાયદા, ઢોર-ઉછેર સંબંધી સુધારા અને જમીન એકજથ્થે કરવાના ફાયદા એ વગેરે વિષયો સંબંધી હકીકતની નાની ચોપડીઓ તથા છૂટાં હસ્તપત્રોની છાપેલી નકલો લોકોમાં છૂટથી વહેંચવામાં આવતી હતી. સન ૧૯૧૨થી સન ૧૯૧૫ સુધીમાં ખેતીવાડીખાતું ખેડુતોના જેટલા સહવાસમાં આવ્યું તેટલું તે પહેલાં કદીપણ આવ્યું ન હતું; અને આથી વધુ સહકારની આશા પણ રાખી શકાય નહિ.”

સંમેલનો

પ્રાંતના મુલકી અમલદારોને પ્રાંતના સદર સ્ટેશન મહેસાણે અથવા જગુદણ ફાર્મ ઉપર વિદ્યાધિકારી, આરોગ્ય-રક્ષણ અધિકારી, ખેતીવાડી કામદાર અથવા સહકારી મંડળીઓના અધિકારીને મળવા બોલાવવામાં આવતા અને આવા સંમેલનમાં લોકકલ્યાણનાં આ સઘળા ખાતાના ફાયદા લોકોને શી રીતે આપી શકાય એ વિષે વાટાઘાટ થતી અને ઉપાયો યોજાતા.

ખેતીની સુધારણાની બીજી પ્રવૃત્તિઓ.

સન ૧૯૧૫માં હું નવસારીમાં સૂબો હતો ત્યારે વ્યારામાં એક મોટું ખેતીવાડી પ્રદર્શન ભરાવ્યું હતું. આ પ્રદર્શનમાં રાની મહાલોના ખેડુતોએ જુદી જુદી જાતના ઘણા નમૂનાઓ મૂકી ભારે ઉત્સાહ બતાવ્યો હતો. આ વખતે ખેતીના સુધરેલાં ઓજારો જેવાં કે, લોઢાનાં હળ, ડિસ્ક હેરો, લેવલર તેમ જ પૂના ફરનેસ સિસ્ટમથી શેરડીનો રસ ઉકાળી ગોળ બનાવવાની ક્રિયાના પ્રયોગો કરી બતાવવામાં આવ્યા હતા. કડી પ્રાંતમાં એક ખાસ ખેતીવાડીસંગ્રહસ્થાન બનાવી તેમાં સુધરેલી ખેતીને માટે જોઇતી વસ્તુઓ ગોઠવી વ્યવસ્થિત બનાવવામાં આવ્યું હતું. દરેક મહાલે ઢોરોનું પ્રદર્શન ભરી સુધરેલી રીતે ઉછેરેલાં સારા ઢોરને માટે ઇનામો આપી ઉત્તેજન આપવામાં

આવતું હતું. ખેડુતોના છોકરાને સુધરેલી ખેતીનું પ્રયોગાત્મક જ્ઞાન મળે એ હેતુથી જગુદણ કૃષિક્ષેત્ર ઉપર સન ૧૯૧૫માં એક વર્ગ ઉઘાડવામાં આવ્યો હતો, અને પાછળથી સન ૧૯૧૭માં તે વડોદરા મૉડેલ ફાર્મ ઉપર લાવવામાં આવ્યો હતો. આ વર્ગમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને સરકાર તેમ જ પ્રાંત પંચાયત તરફથી શિષ્યવૃત્તિઓ અપાતી હતી. પૂના પાસે આવેલી લોણી સ્કૂલમાં ખેડુતના છોકરાઓને શિક્ષણ આપવામાં આવતું હતું તે જ પદ્ધતિ ઉપર અહીં પણ શિક્ષણ આપવામાં આવતું હતું, અને ખેતીના પ્રયોગો માટે કૃષિક્ષેત્ર ઉપર દરેક વિદ્યાર્થીને જુદા પ્લૉટ આપવામાં આવતા હતા. ખેતીના પાકને પાવા માટે પાણીની પૂરતી સગવડ થવા અર્થે કૂવામાં સાયડો મૂકવાના કામને ખેતીવાડીખાતા તથા પંચાયત મારફતે ઉત્તેજન આપવામાં આવતું હતું. સન ૧૯૧૪માં કડી પ્રાંત પંચાયત મારફતે "ખેડુત પંચાંગ" નામની ખેડુતોને ઘણી ઉપયોગી થઈ પડે તેવી માહિતીથી ભરપૂર ચોપડી પ્રસિદ્ધ કરવામાં આવી લોકોમાં તેનો છૂટથી પ્રચાર કરવામાં આવ્યો હતો. આ પંચાંગમાં સાધારણ પંચાંગની હકીકત ઉપરાંત ખેતી, આરોગ્ય અને સહકાર સંબંધી ટૂંકા લેખો આપવામાં આવ્યા હતા. એ પંચાંગ એટલું બધું લોકપ્રિય થઇ પડયું હતું હતું કે

નવસારી અને વડોદરા પ્રાંત પંચાયત તરફથી પણ એવું પંચાંગ કાઢવાનું અનુકરણ થયું હતું. ખેડુતોના હિતનું આ પંચાંગ દર વર્ષે નીકળતું રહે એટલા માટે પાછળથી ખેતીવાડીખાતા તરફથી તે દર વર્ષે નિયમિત રીતે પ્રસિદ્ધ કરવા ગોઠવણ કરવામાં આવી હતી. ખેતીવાડીખાતા તરફથી હજી પણ દર વર્ષે તે નીકળે છે. એકલા ખેતીવાડીખાતાને નહિ પરંતુ સહકારીખાતાને પણ પોતાના પ્રચારકાર્યમાં તે ઘણું ઉપયોગી થઇ પડયું છે. રાજ્યના દરેક ખાતાની ચોક્કસ હકીકત અને આંકડાનું જે જ્ઞાન રાજવહીવટના પ્રશ્નોના ઉકેલ માટે જરૂરનું છે તે નકશા અને આકૃતિઓથી સહેલાઇથી મેળવી શકાય એટલા માટે રાજ્યના દરેક ખાતાની સંપૂર્ણ હકીકતના ચિત્રપુસ્તકની ખાસ જરૂર છે એમ લાગવાથી વડોદરા રાજ્યના હકીકત-સૂચક નકશા સંગ્રહ" (Statistical Atlas of the Baroda state) નામનું પુસ્તક તૈયાર કરી હું જોઇન્ટ સરસૂબા હતો તે વખતે મેં પ્રસિદ્ધ કર્યું હતું. સન ૧૯૧૭માં વડોદરામાં ખેતીવાડી તથા વ્યાપારઉદ્યોગનું પ્રદર્શન ભરવા ગોઠવણ થઇ હતી તેની વ્યવસ્થાસમિતિનો હું પ્રમુખ હતો. આ પ્રદર્શન ઘણું મોટું હતું, અને શ્રીમંત મહારાજા સાહેબે સન ૧૮૮૧માં રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી ત્યારે ભરવામાં આવ્યું હતું તે પછી

પાંત્રીસ વર્ષે વડોદરામાં ભરાયલું આવી જાતનું મોટું પ્રદર્શન આ જ હતું. જૂના કળાભવનની પાછળનું ખુલ્લું મેદાન આ પ્રદર્શન ભરવા માટે પસંદ કરવામાં આવ્યું હતું. પ્રદર્શનના નીચે પ્રમાણે પાંચ ભાગ પાડવામાં આવ્યા હતાઃ—( ૧ ) ખેતીવાડી; ( ૨ ) બાગકામ; (૩) જંગલની પેદાશ; ( ૪ ) હુન્નરઉદ્યોગ; અને ( ૫ ) કેળવણી. આમાં સૌથી મોખરે ગોઠવવામાં આવેલો ખેતીવાડી વિભાગ ઘણો આકર્ષક અને રસમય હતો. તેમાં દરેક જાતનાં બીજ, ખેતીનાં ઓજારો અને તે વાપરવાની રીત દર્શાવવામાં આવી હતી; તે ઉપરાંત ઘાસચારો, તથા જુદા જુદા પ્રાંતોનાં અનાજ, તમાકુ, તેલી બિયાં વગેરેના નમૂના, જુદી જુદી જાતનાં સારી ઓલાદનાં ઢોર, દૂધમાંથી માખણ અને ઘી બનાવવાની ઉત્તમ રીત, કૂવામાંથી પાણી કાઢવાનાં યંત્રોના વિવિધ પ્રકારના નમૂના, અને ખેતીવાડીને નુકસાન કરતાં જંતુઓ અને રોગો, એ સર્વ અસરકારક રીતે બતાવવામાં આવ્યાં હતાં.

**ખેતીવાડી બેંક.**

ખેડુતોને થોડા વ્યાજે પૈસા મળે એ હેતુથી શ્રીમંત સરકારે કેટલીક સવલતો આપી ખેતીવાડી બેંકો ઉઘાડી હતી. તેમાં (૧) ભંડોળના અડધોઅડધ ભાગ જેટલા પૈસા સરકાર આપે (૨) સ્ટાંપ અને રજીસ્ટર ખર્ચની માફી મળે (૩) લેણું મુલકી રાહે વસૂલ કરી અપાય, અને

(૪) રાજ્ય તરફથી હિસાબ તપાસાય એ વગેરે રાહતો શરૂઆતમાં આપવામાં આવી હતી. મારી મુલકી નોકરીના પ્રાંતોમાં અમરેલી, સોનગઢ અને વ્યારામાં આવી બેંકો હતી અને સૂબા તરીકે હું તેની વ્યવસ્થાસમિતિનો તે વખતે પ્રમુખ હોવાથી મારે તેની વ્યવસ્થાને અંગે ઘણું કામ કરવું પડતું હતું.

સરકારી મંડળીઓ.

ખેડુતોમાં સહકાર અને બચત કરવાની ટેવ વધે અને શાહુકારને ત્યાંથી ભારે વ્યાજ આપી પૈસાનો ઉપાડ કરવો ન પડે એ હેતુથી ખેતીને અંગે જોઇતાં નાણાં વ્યાજે મળે તેને માટે ખેડુતોએ પોતાની સહકારી મંડળીઓ ઉઘાડવાની યોજના ઘણી ઉપયોગી છે. સન ૧૯૦૪માં બ્રિટિશ હિંદુસ્તાનમાં પસાર થયેલા કાયદા અનુસાર આ રાજ્યમાં પણ ધીરધાર કરનારી સરકારી મંડળીઓ વિષે કાયદો પસાર કરવામાં આવ્યો હતો. એ કાયદા પ્રમાણે માત્ર ધીરધારની જ મંડળીઓ સ્થાપી શકાતી તેથી સન ૧૯૧૨માં તેમાં સુધારો કરવામાં આવ્યો હતો તેની રૂઇએ મંડળીના સભાસદોની નૈતિક તેમ જ આર્થિક ઉન્નતિ અર્થે દરેક જાતની સહકારી મંડળી સ્થાપી શકાય એમ ઠરાવવામાં આવ્યું હતું. સન ૧૯૧૨માં જ્યારે મેં કડી પ્રાંત સૂબા તરીકે હવાલો લીધો ત્યારે આખા પ્રાંતમાં નાની નાની પાંચ સાત સહકારી ધીરધારની

મંડળીઓ હતી. તે વખતે સહકારી મંડળીઓના અધિકારી તરીકે મણિલાલ નાણાવટી હતા તે પોતાનું કામ ઘણા ઉત્સાહથી એકલે હાથે, બને તેટલું કરતા હતા. પણ જ્યારથી મુલકી અમલદાર તરીકે તેમની મદદે રહી મારા પ્રાંતમાં મેં સહકારમા રસ લેવા માંડ્યો ત્યારથી એ પ્રવૃત્તિએ નવું જ રૂપ પકડયું હતુ. ભાઇ મણિલાલ નાણાવટી અને હું ઘણી વખત પ્રાંતમાં સાથે ફરતા અને ઠેકઠેકાણે સભાઓ ભરી લોકોને સહકારી મંડળીઓના ફાયદા સમજાવતા. સહકારી મંડળી ઉભી થવા માટે ઓછામાં ઓછા માત્ર દસ જ સભાસદો જોઇએ અને તેટલી સંખ્યા માત્ર નામને ખાતર મંડળી કાઢવા ઘણે ઠેકાણે મળી આવતી. પરંતુ જ્યા સુધી સહકારથી થતા ફાયદા લોકો સમજ્યા છે એવી ખાત્રી થાય નહિ અને મોટી સંખ્યામાં મંડળીમા જોડાય નહિ ત્યા સુધી કોઇ પણ મંડળી માત્ર સંખ્યા વધારવા માટે નોંધવામાં આવતી નહિ. માત્ર નામની નથી પણ સહકારનો ખરો હેતુ સમજી કામ કરી બતાવશે એવી ખાત્રી થયા વગર કોઇ મંડળી નોંધવામા આવતી નહિ. તે વખતે સંગીનતા તરફ ખાસ લક્ષ અપાતું અને તેના પરિણામે મહેસાણા, લાડોલ, બાલીસણા અને બીજી કેટલીક જગ્યાએ બસો ત્રણસો સભાસદોવાળી મોટી સહકારી મંડળીઓ સ્થપાઇ હતી. સૂબાને સહકાર પ્રવૃત્તિમાં રસ લેતા જોઇ નાયબસૂબા

અને વહીવટદારો પણ તેમાં રસ લેવા લાગ્યા અને થોડા જ વખતમાં સહકારી મંડળીના અધિકારી કડી પ્રાંતમાં વિવિધ પ્રકારની ઘણી મંડળીઓ કાઢી શક્યા હતા.

સુધારા માટે બહોળું ક્ષેત્ર.

એક અમલદારે કંઇ સારું કામ શરૂ કર્યું હોય તો તેની પછીનાએ તે જારી રાખવું જોઇએ પણ દીલગીરીની વાત છે કે તે પ્રમાણે હંમેશ થતું નથી. એક બે અપવાદ સિવાય મારા પછી નિમાયલા અમલદારોએ મેં શરૂ કરેલો પ્રયાસ તેટલા જ ઉમંગથી જારી રાખ્યો નહિ તેથી ઘણે ભાગે એ વખતમાં આવેલી જાગૃતિ પાછળથી શિથિલ થઇ ગઇ હતી અને સુધારાની દિશામાં કંઇ વિશેષ વધારો થયો ન હતો. એ ખુશીની વાત છે કે થોડાં વર્ષથી પાછી તેવી જ પ્રવૃત્તિ શરૂ થઇ છે અને તેથી આશા રહે છે કે તેનું પરિણામ સારું આવશે. ખેડુત અને તેની ખેતીમાં સુધારા કરવાને વિશાળ ક્ષેત્ર છે. પૂરતી વ્યવસ્થાશકિતના અભાવે ખેડુતને પોતાની મહેનતનો પૂરેપુરો બદલો મળતો નથી. પાકનો કેટલોક ભાગ ચોરાઇ જાય છે અને કેટલાકને લોકો તથા રબારીઓએ રાત્રે રખડતાં મૂકેલાં ઢોરો નુકસાન કરે છે. બાકીનો જે કાંઇ માલ રહે તે જે શાહુકારનું તેણે દેવું

કર્યું હોય તેને તે ઠરાવે તે ભાવે વેચવો પડે છે. વેપારીદૃષ્ટિ ખેડુતમાં ભાગ્યે જ હોય છે. માલ કેમ વેચવો તેની તેને બરોબર ગમ નથી હોતી. વર્ષને અંતે ભાગ્યે જ કોઇ ખેડુત પોતે પકવેલા માલની ઉપજખર્ચનું સરવાયું કાઢી આખા વર્ષમાં પોતાને ફાયદો થયો કે ગેરફાયદો થયો તે નક્કી કરતો હોય! હજી પણ ખેડુતમાંથી અજ્ઞાન, અંધશ્રદ્ધા અને વહેમ ગયાં નથી અને તેને લીધે તે ઘણી ઉપાધિઓનો ભોગ થઈ પડે છે. તેના ખેતરમાં વાંદરાં, ભૂંડ, રોઝ, હરણ, ઉંદર વગેરે પાકને ઘણું નુકસાન કરે છે તોપણ તેમને મારવાં એ તે પાપ ગણે છે અને માત્ર બરાડા પાડી તેમને નસાડી મૂકવા પ્રયત્ન કરે છે. એવી ગણત્રી કરવામાં આવી છે કે એક ઉંદર એક વર્ષમાં છ શેર અનાજ ખાય છે. આ હિસાબે માત્ર ઉંદરથી જ ખેતીના પાકને કરોડો રૂપિયાનું નુકસાન થતું હોવું જોઇએ; અને તેમાં વાંદરાં, ભૂંડ વગેરેથી થતું નુકસાન ઉમેરીએ તો ખેતીની પેદાશનો કેટલો બધો ભાગ નકામો ખવાઈ જાય છે તેનો સહેજ ખ્યાલ આવી શકે છે.

જમીન એકજથ્થે કરવા બાબત.

દરેક ખાતાદારની ખેતીની જમીન ઘણે ભાગે એકજથ્થે નહિ પણ સીમમાં ચોતરફ આવેલાં છૂટાંછવાયાં નાનાં ખેતરોમાં હોય છે, તેથી ખેતીની

પેદાશ જેટલી થવી જોઇએ તેટલી થતી નથી. વારસામાં મળેલી જમીનની વહેંચણી કરવાને પ્રસંગે ભાગીઆઓ-માં તેના નાના નાના ભાગલા કરવામાં આવે છે તેથી દરેક પેઢીએ જમીનના પેટા ભાગ પડ્યા જ કરે છે અને તેના પરિણામે—

(૧) એક ખેતરમાંથી બીજા ખેતરમા જવા માટે ખેડુતને નકામો શ્રમ લેવો પડે છે તથા વખત ગુમાવવો પડે છે;

(૨) હદનિશાનનાં બાણો તથા વાડો કરવામાં ઘણી જમીન રોકાઇ જાય છે તેમ જ તે દુરસ્ત રાખવા હંમેશાં ધ્યાન આપવું પડે છે;

(૩) ખાતર નાખવાનું અને નીંદવાનું કામ બરોબર થતું નથી;

(૪) ઉભો પાક સાચવવાનું કામ મુશ્કેલ તેમ જ અશક્ય હોવાથી ચોરી તેમ જ રખડતાં ઢોરોથી ઘણું નુકસાન થાય છે;

(૫) કૂવા ખોદાવવાનું અને તેમાં પંપ મૂકવાનું કામ મુશ્કેલ થઈ પડે છે, અને

(૬) મજૂરી દિવસે દિવસે ઘણી મોંઘી થતી જાય છે અને મોંઘે દરે પણ મજૂર મળવાને મુશ્કેલી પડે

છે તેથી ખેડવા, નીંદવા, કાપવા વગેરેનાં મહેનત બચાવનારાં ઓજારો વાપરવાની આવશ્યકતા છે પણ ખેડુત તે વાપરી શકતો નથી તેથી કરકસરથી ખેતી થઇ શકતી નથી.

ખેતીની જમીન એકજગ્યે હોય અને તેમાં ખેતી કરવામાં આવે તો જે પાક ઉતરે તેના અડધા ભાગ જેટલો પણ અત્યારે આ સઘળી ખામીઓને લીધે ઉતરતો નથી. આથી દેશને ભારે નુકસાન થાય છે. આ મહત્વની ખામી તરફ મણિલાલ નાણાવટીએ અમેરિકામાં અભ્યાસ કરી આવ્યા પછી અને મેં કડી પ્રાંત સૂબા થયા પછી ખેડુતોનું તથા શ્રીમંત સરકારનું ધ્યાન ખેંચ્યું હતું અને તે અટકાવવાને ઉપાયો યોજવાની આવશ્યક્તા જણાવી હતી. તે પહેલાં મુલકી અમલદારોનું ધ્યાન આ અગત્યની ખામી તરફ ગયેલું જ ન હતું. તેમણે તો જમીનના નાના ભાગલા પડતા અટકાવવાને બદલે તેને વધારવાને ઉત્તેજન આપ્યું હતું એમ કહીએ તો ચાલે. સન ૧૯૦૫ પહેલાં જરાયત જમીનના ત્રણ વીઘાંથી કમી અને બાગાયત અને ક્યારી જમીનના એક વીઘા કરતાં કમી ભાગ મુલકી નિયમ પ્રમાણે પાડી શકાતા ન હતા. પરંતુ 'ખેડુતોની સવડને માટે' આ ચાલતા ધોરણમાં ફેરફાર કરી જરાયત જમીનના દોઢ વીઘા સુધી અને બાગાયત અને ક્યારીની જમીનના અડધા વીઘા

સુધી ભાગ પાડી આપવાની સગવડ એ સાલમાં મુલકી-ખાતાએ કરી આપી હતી. આ કરતાં પણ નાના ભાગ ખાનગી રીતે અગર ન્યાયાધીશીનાં હુકમનામાંની રૂઈએ પડતા હતા; એટલે દિનપ્રતિદિન ખેતીની જમીનના ટુકડાની સંખ્યા વધતી જ જતી હતી. આ ખામી શ્રીમંત મહારાજા સાહેબ એમની નિઘામાં લાવવામાં આવી તેથી તેઓશ્રીએ ખાતાદારોની છૂટીછવાઇ જમીન એકજથ્થે કરવા માટે અને જમીનના ઘણા નાના ભાગ પડતા અટકાવવા માટે શા શા ઉપાયો લેવા જોઇએ એ વિષે નિવેદન કરવા સન ૧૯૧૭માં મારા પ્રમુખપદ નીચે એક સમિતિ નીમી હતી. એ સમિતિમાં સર ન્યાયાધીશ ગોખલે, મરહૂમ ખાશેરાવ જાધવ અને મણિલાલ નાણાવટી સભાસદો હતા. અમે જાપાન, હોલન્ડ વગેરે દેશોની હકીકત મેળવી નિવેદન કર્યું તેમાં એવી ભલામણ કરી હતી કે હવે પછી આઠ વીઘાં કરતાં ઓછી જરાયત અને ત્રણ વીઘાં કરતાં ઓછી બાગાયત જમીનનો ટુકડો પડે નહિ એવી તજવીજ રાખવી કે જેથી ભવિષ્યમાં એ કરતાં નાના ટુકડા પડતા અટકે; અને જે ટુકડા અગાઉ પડી ગયા છે તે આખા ગામની જમીનની ફરી વહેંચણી કરી જેની જેટલી જમીન છૂટાછવાયા ટુકડામાં હોય તેટલી એકજથ્થે કરી આથી કમી કરવા; અને વહેંચણીમાં નાના ટુકડા પડતા હોય ત્યાં વારસો પૈકી

એકને બધી જમીન આપી બીજાને તેમના ભાગ પૂરતો રોકડ અવેજ અપાવવો એટલે વારસાઇ હક્કને કાંઇ બાધ આવશે નહિ. આ નિવેદનમાં કરેલી ભલામણો મુલકી અમલદારો, મહાલ તથા પ્રાંત પંચાયતો અને આગેવાન ખેડુત ખાતેદારોએ પણ પસંદ કરી તેથી તે અનુસાર એક મરજિયાત કાયદો (સંવત ૧૯૭૭નો પાંચમો) સન ૧૯૨૦ના ડીસેંબર માસની ૧૬મી તારીખે પસાર કરવામાં આવ્યો. એ કાયદાથી એમ ઠર્યું છે કે જે ગામના ⅔ ભાગના ખાતેદારો જેમની પાસે ગામના રકબાના અડધા ભાગ કરતાં ઓછી જમીન ન હોય તેમની ઇચ્છા પોતાના ગામની બધી જમીનની ફરી વહેંચણી કરવાની હોય તો તે ગામને આ કાયદો લાગુ પાડવો. જ્યારે કોઇ ગામને એ પ્રમાણે કાયદો લાગુ કરવામાં આવે ત્યારે ગામની સીમમાં દરેક ખાતાદારની જુદે જુદે સ્થળે આવેલી જેટલી જમીન હોય તેટલી જમીન એકજસ્થે એક જ ઠેકાણે તેને મળે એ પ્રમાણે આખા ગામની જમીનની નવેસર વહેંચણી કરવા માટે સરકાર તજવીજ કરે છે. આવી તજવીજ કરવાને યુરોપના દેશોમાં શી પદ્ધતિ છે તેનો અભ્યાસ કરી નિવેદન કરવા શ્રીમંત મહારાજા સાહેબે વડોદરા પ્રાંતના હાલના સૂબા માને પાટીલને આજ્ઞા કરી હતી. તે પ્રમાણે તેમણે જે તે ઠેકાણેથી માહિતી મેળવી એક વિગતવાર નિવેદન તૈયાર કર્યું હતું, તે અન્વયે

૧૯૨૦ના મરજીયાત કાયદાને અમલમા મૂકવાના નિયમો ઘડી કાઢી પ્રસિદ્ધ કરવામા આવ્યા છે. આ પ્રમાણે સગવડ થયા છતા પણ હજી કોઇ ગામે એ કાયદાનો લાભ લીધો નથી તેનું કારણ એ જણાય છે કે એ કાયદાના સબંધમાં જોઇએ તેવુ પ્રચારકામ થએલું નહિ હોવાથી આ કાયદાની હજી લોકોમા બરાબર માહિતી થયેલી નથી પ્રચારકામ માટે મુલકી અમલદારોને ઉપયોગી થઇ પડે એ હેતુથી મેં સન ૧૯૨૩ના ખેડુત પત્રાગમા નમૂના દાખલ એક ભાષણ તૈયાર કરી પ્રસિદ્ધ કર્યું હતુ વળી આ ભાષણની છાપેલી નકલો દરેક મુલકી અમલદારને પહોચાડવામા પણ આવી હતી. પણ તે તરફ કંઇ ધ્યાન અપાયેલું હોય એમ લાગતું નથી. જ્યારે વહીવટદારો અને બીજા મુલકી અમલદારો પોતે આ મહત્વના વિષયનો અભ્યાસ કરી પોતાના મહાલના લોકોને તેના ફાયદા સમજાવશે ત્યારે જ સરકારે કરી આપલી સગવડનો લાભ લેવાને લોકો આગળ આવશે. જ્યારે ખેડુતો સરકારે કરી આપેલી સગવડનો લાભ લઇ પોતાની છૂટીછવાઈ જમીનો એકજથ્થે કરાવશે ત્યારે જ તેઓ ટ્રેકટર, પમ્પ વગેરે મહેનત બચાવે એવા સુધરેલી ઢબના ઓજારો વાપરી શકશે; અને તેમ થશે ત્યારે જ હાલ જે ભારે નુકસાન તેમને ખમવુ પડે છે તે બધ થઇ ખેતીની પેદાશ વધશે અને ખેડુતની સ્થિતિ સુધરશે.

ભવિષ્યમાં જમીનના વધુ પેટાભાગ ન પડે તે માટે સમિતિની ભલામણ પ્રમાણે જમીન મહેસુલના નિયમોમાં સુધારો કરી ઠરાવવામાં આવ્યું છે કે જે

વિશેષ તજવીજ.

વહેંચણીથી જીરાયત, બાગાયત અથવા ક્યારીની જમીનના અનુક્રમે આઠ, ત્રણ અને દોઢ વીઘાંથી કમી ભાગ પડતા હોય તે વહેંચણીનો અમલ મુલકી રાહે થઇ શકે નહિ. પરંતુ એ કરતાં પણ કાંઇ વિશેષ તજવીજ થવાની જરૂર છે. મુલકીખાતું એવા નાના ભાગ હવે સ્વીકારશે નહિ, પણ તેની સાથે એમ પણ ઠરાવવું જોઇએ કે ન્યાયાધીશીઓએ પણ વહેંચણી વગેરે કરી નાના ભાગ પાડી આપવા જોઇએ નહિ, તેમ જ નોંધણીકામદારોએ તેના સંબંધના દસ્તાવેજ નોંધવા જોઇએ નહિ. તે પ્રમાણે ચાલુ કાયદામાં સુધારો કરવા માટે ખરડો તૈયાર કરવામાં આવ્યો છે અને તેના ઉપર ધારાસભામાં વાદવિવાદ થવાનો છે. સહકારી મંડળીઓદ્વારા લોકો સ્વેચ્છાથી ખેતીની જમીન એકજથ્થે કરે તે બાબત બને તેટલી તજવીજ સહકારખાતા તરફથી શરૂ થઇ છે. પરંતુ જ્યાંસુધી સન ૧૯૨૦નો કાયદો લાગુ પાડી ફરજીયાત રીતે આખા ગામની જમીનની ફરી વહેંચણી કરી દરેક ખેડુતનાં છૂટાંછવાયાં ખેતરોની જમીન એકજથ્થે કરવામાં આવે નહિ ત્યાંસુધી છૂટાંછવાયાં ખેતરોથી થતું નુકસાન બંધ થવાનુ નથી. એટલા

માટે સરકાર તથા પ્રજાના હિતને માટે મુલકી અમલદારોએ આ દિશામાં પ્રચારકામ કરી ખેતીની જમીન એકજથ્થે કરવાની તજવીજ કરવી એ તેમનું કર્તવ્ય છે.

પંચાયતો અને સુધરાઇઓ

સૂબા તરીકેના મારા હુદ્દાની રૂઇએ હું પ્રાંત પંચાયતોનો અને અમરેલી, નવસારી, અને પાટણની સુધરાઇઓનો પ્રમુખ હતો. સામાન્ય રીતે એ સંસ્થાઓનું કામ ખામીભરેલું હતું પણ સુધારા માટે સૂચના કરવામાં આવે અગર રસ્તો બતાવવામાં આવે તો તેનો ઉમંગથી અમલ થતો હતો. ગામ અને વિશિષ્ટ પંચાયતોના કામથી મને સંતોષ થયો ન હતો. જે ગામના લોકોમાં વિરૂદ્ધ પક્ષ પડ્યા ન હોય અને ગામનો મુખી કાળજીવાળો અને વહીવટદાર હોય ત્યાં કામ સારું થતું પરંતુ બાકીનાં ગામોમાં જ્યાં ગ્રામ પંચાયતોને આરોગ્યરક્ષણના, ધર્માદા સંસ્થાઓ ઉપર દેખરેખ રાખવાના, અને અમુક હદ સુધી દીવાની તથા ફોજદારી મુકદ્દમા ચલાવવાના અધિકારો આપવામાં આવ્યા હતા, તે અધિકારોનો ભાગ્યે જ ઉપયોગ થતો. ઘણીખરી ગામ પંચાયતો માત્ર નામની જ હતી અને કામ કરવા માટે મહિનામાં એક વાર પણ ભાગ્યે જ મળતી. પંચાયતના કામ માટે

લોકોમાં ઉમંગ થાય અને પંચાયતોનું કામ સુધરે તે માટે ટપ્પાના તજવીજદારો તથા મહાલના વહીવટદારો મારફત પ્રચારકામ કરાવવામાં આવ્યું હતું તેથી કંઇ સારી અસર થઇ હતી પણ સંતોષકારક ગણાય એવું કામ તો થયું જ ન હતું. એમ થવાને માટે ઘણાં વર્ષો સુધી સતત પ્રયાસ જારી રાખવો જોઇએ. ગ્રામ્ય પંચાયતની ફરજો અને તે બજાવવાની રીત ટૂંકામાં લખી છપાવરાવી હતી અને તેનાં પાટિયાં દરેક ગામના ચોરામાં અગર જ્યાં ગામ પંચાયતની સભા ભરાતી હોય ત્યાં લટકાવવામાં આવ્યાં હતાં. પંચાયત કામ માટે લોકોમાં ઉત્સાહ પેદા કરવા માટે હસ્તપત્રો તેમજ નાની ચોપડીઓ છપાવી લોકોમાં છૂટથી વહેંચવામાં આવી હતી. ગામ પંચાયતો ગામમાં લોકોપયોગી કામો કરી શકે એટલા માટે એકંદર લોકલફંડની રકમનો કંઇ ભાગ જે તે ગામે આપવામાં આવતો પરંતુ ઘણે-ખરે ઠેકાણે એ રકમ કંઇ સારો ઉપયોગ થયા વિના ખર્ચાઇ જાય છે એમ જણાયાથી એ પદ્ધતિ બંધ કરવામાં આવી હતી. ગ્રામ્ય પંચાયતોને પોતાનાં કર્તવ્ય બજા-વવા માટે નાણાંની જરૂર પડે તે મેળવવાની મુશ્કેલી કંઇક અંશે દૂર કરવા માટે સરકાર ઉપજની કેટલીક બાબતો, જેવી કે કિરાયું, ડબા ફી, જળાઉ લાકડાં અને ફળહરાજીનું ઉત્પન્ન એ વગેરે ગામ પંચાયતને

આપવામાં આવ્યું હતું. તેથી કોઇ કોઇ ઠેકાણે ગામ ઉપયોગી કામ થતાં પણ ઘણેખરે ઠેકાણે તો એવી રીતે મળેલી રકમો પણ ખર્ચ થયા વગર પડી રહેતી. સન ૧૯૦૨ના ગ્રામ્ય પંચાયતના નિયમમાં સન ૧૯૧૦ થી સન ૧૯૧૮ સુધીમાં ઘણા સુધારા કરવામાં આવ્યા હતા અને છેવટે આખો નિયમ ફરીથી તૈયાર કરવાનું ઠરાવવામાં આવ્યું હતું. એ કામ માટે મારા પ્રમુખપણા નીચે એક સમિતિ નીમવામાં આવી હતી અને સમિતિના અભિપ્રાયની ધારાસભા તેમ જ મંત્રીમંડળમાં વાટાઘાટ થયા પછી શ્રીમંત મહારાજા સાહેબે સન ૧૯૨૦માં ગામ પંચાયત સંબંધી નિબંધ સુધારવાનું મંજૂર કર્યું હતું. પંચાયતોના કામમાં કેટલાક મુલકી અમલદારોએ રસ લઇ તેની મારફતે રસ્તા વગેરેનાં કેટલાંક સારાં કામ કરાવ્યાં છે તોપણ હજુ પંચાયત કામમાં ઘણી ખામીઓ છે તે દૂર કરવાને અને શ્રીમંત સરકારના શુભ હેતુ પ્રમાણે પંચાયતોની પ્રગતિ કરવા માટે પ્રચારકામની ઘણી જરૂર છે. આરોગ્યતાનો વધારો કરી લોકોની તંદુરસ્તી અને સુખમાં વધારો કરવા સારુ મુલકીખાતાના અમલદારોને કામ કરવા માટે ઘણું વિશાળ ક્ષેત્ર છે. આપણાં ગામડાં તેમ જ કસબામાં ઘણા લોકો નિરોગી જીવન માટે આવશ્યક એવી સાધારણ બાબતો પણ જાણતા નથી, અને જાણતા હોય તો તે પ્રમાણે ચાલતા નથી. રસ્તામાં, ગામડા ગામમાં તેમ જ

કસ્બામાં જ્યાં જુઓ ત્યાં ઠેકઠેકાણે કચરો, એંઠવાડ, છાણ, રાખોડી વગેરે પડેલાં હોય છે, ઘરના આંગણાંમાં જ બાળકોને મળમૂત્ર માટે બેસાડી ગંદકી કરવામાં આવે છે; પીવાના કૂવા અને નાહવાધોવાનાં તળાવો પાસે પણ એ જ સ્થિતિ જોવામા આવે છે. ગામડાંમાં ઘરમાં હવાઅજવાળા માટે ભાગ્યે જ બારીઓ હોય છે અને કદાચ હોય છે તો તે ફાટેલોતૂટેલો કોથળો કે કપડાનો કકડો બાંધી પૂરી નાંખેલી હોય છે. ઘણાં ઘરોમાં ઢોરની કોઢ જુદી હોવાને બદલે માલીક રહેતો હોય તે જ ઘરમાં હોવાથી કોઢમાંથી આવતી અસ્વચ્છ હવાથી ઘરનાં માણસોની તંદુરસ્તી બગડી રોગો થાય છે. જ્યાં ત્યા મચ્છર અને માખીઓ ગણગણ કરતી ઉપદ્રવ કરે છે. આ બધાના પરિણામે પ્લેગ, કોલેરા, તાવ અને બીજા ભયંકર રોગોથી હજારો લોકો મંદવાડ ભોગવે છે અગર અકાળે મરણ પામે છે. ખેતીનો પાક લેવાની વખતે જ ગામડાંમાં ઘેરઘેર તાવના ખાટલા પડેલા હોય છે. રોગ અટકાવવાને માટે-પ્રથમથી જ સફાઇ રાખવાને બદલે, અગર રોગ થાય ત્યારે તેની દવા કરવાને બદલે લોકો આ મરકી કોઈ દેવીએ ગામલોકોથી અસંતુષ્ઠ થઇ ફેલાવી છે માટે તેની આરાધના કરી તેને તુષ્ઠ કરવી જોઇએ એવી માન્યતાથી હોમહવન અને નવચંડીના પાઠ કરાવે છે, બાધા આખડી લે છે, અગર જંતરમંતર કરાવે

છે અને એટલાથી જ રોગ અટકી જશે અગર માંદો માણસ સાજો થશે એમ માને છે. આરોગ્યરક્ષણના ઉપયોગી નિયમોને તેઓ સરકારી અમલદારોની ધૂન ગણે છે અને તેનું પાલન કરાવવાના તેમના પ્રયત્ન તેમને મન જુલમ લાગે છે. આવી ખોટી માન્યતા દૂર કરવા અને આરોગ્યરક્ષણની આવશ્યકતાની સમજ આપવા માટે આરોગ્ય અને તંદુરસ્તીના વિષયો ઉપર ગામેગામ સભાઓ ભરી ભાષણો અપાવવાની તજવીજ કડી પ્રાંત સૂબા તરીકે મેં કરાવી હતી. ભાષણો સાંભળવા માટે લોકોને ખાસ તેડાં કરી ભેગા કરવામાં આવતા. જ્યારે હું પ્રાંતમાં ફરતો ત્યારે જે ગામે જવાનું થાય ત્યાં ગ્રામ પંચાયત કે વિશિષ્ઠ પંચાયતના કેટલાક સભાસદોને મારી સાથે લઇ ગામના કૂવા, તળાવો, શેરીઓ, અને લોકોનાં ઘરો પણ તપાસતો અને તેમાં આરોગ્યરક્ષણ સંબંધી ખામીઓ જણાય તે પંચાયતના સભ્યોને બતાવી જેમ બને તેમ ઉતાવળે તે દૂર કરવા પ્રયત્ન કરતો. ચાણસ્મા કસ્બામાં પાટીદારોની એક શેરી એવી હતી જેમાં ઘરોને પાછલે કરે બારીઓ ન હતી. ઘરમાં પેસવાના માત્ર મોખરાના બારણા સિવાય બીજી કાંઇ સવડ હવાઅજવાળા માટે ન હોવાથી ઘરોમાં અંધારૂં રહેતું અને સ્ત્રીઓને દિવસે પણ અંધારામાં રાંધવાનું કામ કરવું પડતું. એ લોકોને ખૂબ સમજાવી કરામાં બારીઓ મુકાવી હવાઅજવાળાની

પૂરતી સોઇ કરાવી હતી. ચાણસ્માના દાખલાથી બીજે ઠેકાણે પણ કંઇક દરજ્જે તજવીજ થઇ હતી. સેંકડો કૂવાઓના ચણતરકામમાં પીપળા ઉગ્યા હતા તેથી કૂવાનું પાણી અસ્વચ્છ થતું હતું એટલું જ નહિ પણ કૂવાનું ચણતર પણ તૂટી જતું હતું. પરંતુ લોકો પવિત્ર પીપળો કાપવાથી પાપ લાગે એવી ધાર્મિક બીકથી એવાં નુકસાનકારક ઝાડ કાપી નાખવા કંઇ તજવીજ કરતા નહિ. આવા પીપળા તથા પીપરો વગેરે જે ગામે કૂવામાં જોવામાં આવે ત્યાં તુરત મારી સમક્ષ હું કઢાવી નાખતો અને તે રહેવા દેવા માટે પટેલ, તલાટી તથા ગામ-પંચોને ઠપકો આપતો; અને કોઇ કોઇ વાર દંડ પણ કરતો. વિશિષ્ઠ પંચાયત તથા સુધરાઇવાળા કસબામાં આરોગ્યરક્ષણના નિયમોનું ઉલ્લંઘન કરી ગંદકી કરનાર ઘરવાળાઓ ઉપર કામ ચલાવી સખત નસિયત કરાવવા પંચાયતો અને સુધરાઇઓને તાકીદ આપવામાં આવતી અને તેનો અમલ બરોબર થાય છે કે નહિ તે જોવામાં આવતું. લોકોને મળવાના દરેક અવ-સરે હું જાતે તેમને આરોગ્યરક્ષણના નિયમો સમજાવતો અને તેમનાં ઘર, આંગણાં તથા શેરીઓ ચોખ્ખી રાખવા, ઘરમાં વધારે હવાની આવજા માટે તેમાં વધારે બારીઓ મૂકવા, ઢોર બાંધવાની કોઢ ઇલાયદા મકાનમાં રાખવા, પાણી પીવાના કૂવા પાસેનાં ગંદાં ખાબોચિયાં પૂરી નાખવા, અને શરીર તથા કપડાં સ્વચ્છ રાખવા

ગામેગામના લોકોને સમજ અપાવવા તજવીજ કરતો; અને વહીવટદાર અને નાયબસૂબાઓને પણ તેમ કરવા વારંવાર કહેતો તેથી તેઓ પણ તેની તજવીજ કરતા. સમજદાર શિક્ષિત વર્ગને આ તજવીજો ઘણી સામાન્ય લાગશે પરંતુ ગામડાની અભણ, અજ્ઞાન અને વહેમી પ્રજાને આવી સાધારણ બાબતોમાં પણ વારંવાર સમજ આપવી પડે છે. સૈકાઓના અજ્ઞાનથી અનારોગ્ય રીતે રહેવાની તેમને ટેવ પડી ગઇ છે, એટલે તેમને આરોગ્યનું ઠીકઠીક ભાન થવા માટે હજી કેટલાંય વર્ષો સુધી પ્રચાર કામ કરવું પડશે; અને તે માત્ર સરકારના આરોગ્ય-રક્ષણખાતાના એકલાના જ પ્રયાસથી બનશે નહિ. મુલકી અમલદારો તથા કસબાના આગેવાનોએ પણ તેને માટે સતત પ્રયાસ કરવાની ખાસ જરૂર છે. એવી તજવીજ થવા માટે નવસારીનાં પરોપકારી બાઇશ્રી રતનબાઇ બામજીએ કરેલી દેણગીની સહાયથી નવસારીમાં અ. સૌ. શ્રીમંત માતુશ્રી મહારાણી સાહેબનું નામ જોડીને એક આરોગ્યરક્ષણ મંડળ ( Sanitary Association )ની સ્થાપના કરવામાં આવી હતી, પણ તે થોડો વખત ચાલી બંધ પડેલું હોવાથી નવસારી પ્રાંતમાં સૂબા તરીકે ગયા પછી તેને સજીવન કરવામાં આવ્યું હતું. એ મંડળના મંત્રી શેઠ સોરાબજી મંચેરજી દેસાઇજીના ભારે ઉત્સાહ, ખંત અને મહેનતથી એ મંડળ હજી પણ ટકી રહ્યું છે અને ઉપયોગી કામ કરી રહ્યું છે. જાહેર ભાષણો આપવા

'ઉપરાંત આરોગ્ય સંબંધી જુદા જુદા વિષયો, જેવા કે, "આપણો મોટો શત્રુ, માખી.," "દીર્ઘાયુષી અને સુખી કેવી રીતે થવાય?" એ વગેરે વિષયો ઉપર હસ્તપત્રો તેમજ નાની ચોપડીઓ તૈયાર કરી એ મંડળ તરફથી તેનો બહોળો પ્રચાર કરવામાં આવતો હતો. નવસારીના મીઠાઇવાળાઓને બોલાવી મીઠાઇ ઉઘાડી કથરોટોમાં ન રાખતાં માખો ન પેસે તેવાં કબાટોમાં રાખી વેચવા સમજ આપવામાં આવી હતી, અને આવી રીતે મીઠાઇ સુરક્ષિત રાખી વેચતા હોય તેવા દુકાનદાર પાસેથી જ તે ખરીદવી એવી મતલબની લોકોની પણ સમજૂત કરવામાં આવતી હતી. લોકોને આરોગ્ય સંબંધી શિક્ષણ આપવા માટે અમલદારો તથા પ્રજાજનો તરફથી મોટા પ્રમાણમાં ઉત્સાહથી પ્રચારકામ થવાની જરૂર છે. જેમને સમાજસેવા કરવી હોય તેમને માટે આરોગ્યરક્ષણનુ જ્ઞાન ફેલાવવાનું કામ કરવાને બહોળું ક્ષેત્ર છે. જ્યાં સુધી આરોગ્યરક્ષણ અને સુલકીખાતાના અમલદારો તથા લોકો એકબીજા સાથે સહકાર કરી આરોગ્યરક્ષણનું જ્ઞાન લોકોમાં ફેલાવશે નહિ અને આરોગ્યરક્ષણના નિયમ સખતાઇથી પળાવશે નહિ ત્યાં સુધી માત્ર આરોગ્યરક્ષણ ખાતાના અધિકારીના એકલાના બોધથી કાંઇ વિશેષ સુધારો થવાનો નથી. કસબા તથા ગામડાંના પરોપકારી આગેવાનો પોતે આરોગ્યરક્ષણના નિયમો સમજી લઇ ગામડેગામડે અને શેરીએશેરીએ તેનો પ્રચાર કરે એમાં

જ તેમનું નાગરિક તરીકેનું ભૂષણુ છે. તેમ થશે નહિ અને આપણી સમાજ પોતાના ખરા હિતને માટે પણ ઉપરવા રહી ગટરોનો જાજરૂ તરીકે ઉપયોગ કરતી રહેશે, પોતાનું ઘર વાળી બીજાના ઘર આગળ કચરો નાખશે અને કૂવા તથા તળાવો પોતાની કુટેવોથી બગાડશે ત્યાં સુધી તે અને તેમનાં કુટુંબીઓ રોગનો ભોગ થાય અથવા અકાળમૃત્યુ પામે તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી.

સામાજિક સુધારો.

બાળલગ્નનો પ્રતિબંધ અને ફરજિયાત પ્રાથમિક કેળવણીનું બરાબર પાલન થાય છે કે નહિ એ જોવાની મુલકી અમલદારોની ફરજ છે જ પરંતુ તે ઉપરાંત લોકોના આગેવાનો પણ તેમનું ભલું ઇચ્છનાર તરીકે કોઇની લાગણી ન દુખાય એ પ્રમાણે સંભાળપૂર્વક અને સાવચેતીથી બીજા કેટલાક સામાજિક સુધારા પણ ધારે તો કરી શકે. જ્યારે હું સૂબા તરીકે પ્રાંતમાં ફરતો હતો ત્યારે દરેક કસ્બા તથા ગામે નાતોના આગેવાનોને ભેગા કરી તેમના આગળ કેટલાક હાનિકારક સામાજિક રિવાજોના ગેરફાયદા જણાવી એ રિવાજો લોકોએ જ દાખલ કર્યા છે અને લોકોએ જ તે દૂર કરવા જોઇએ એમ સમજાવવા પ્રયત્ન કરતો. તેમને ખાસ કહેવામાં આવતું કે પ્રજાની આર્થિક અને નૈતિક સ્થિતિ સુધારવાને સરકાર ગમે

તેટલી તજવીજ કરે તો પણ જ્યા સુધી લોકો પોતે થઇને તેમના સાસારિક રિવાજથી થતી હાનિઓ દૂર કરશે નહિ ત્યા સુધી સંતોષકારક પરિણામ આવશે નહિ. આ બાબતમા મરહૂમ રાજા સર ટી. માધવરાવના નીચે જણાવેલા યાદગાર શબ્દો મને સારી પેઠે યાદ હતા અને તે હું લોકોને જ્યારે પ્રસગ આવે ત્યારે જણાવતો-"જેમ જેમ આપણે વધારે અનુભવ લઇએ છીએ અને વધારે વિચાર કરીએ છીએ તેમ તેમ આપણી ખાત્રી થતી જાય છે કે જગત પર જો કોઇ લોકો એવા હોય કે જેમને રાજકિય કરતા સાસારિક પીડા વધારે ભોગવવી પડતી હોય અને પોતે ઉત્પન્ન કરેલા,-વહોરી લીધેલા,-અને ધારે તો પોતે દૂર કરી શકે એવાં દુખો ખમવા પડતાં હોય તો તે હિંદુસ્તાનના લોકો છે." લગ્ન અને મરણ પ્રસંગે કરવામા આવતા નકામાં ખર્ચ અને નાતવરા, તથા તેને લીધે કરવું પડતું દેવું, દાગીનામા થતું વિશેષ ખર્ચ, છોકરાને ઘરેણા પહેરાવવાનું જોખમ એ વગેરે બાબતો વિષે લોકો સાથે વાતચીત થતી અને બોધ અપાતો. કેટલેક ઠેકાણે તો લોકો સુધારા કરવા માટે એટલા આતુર હતા કે તેમણે મને મરણપ્રસગે થતા ખર્ચ અટકાવવા માટે સરકાર પાસે કાયદો પસાર કરાવવાનું કહ્યુ હતું. મેં તેમને સમજાવ્યું હતુ કે સરકાર કાયદો કરી આવા સાસારિક રિવાજમા હાથ ઘાલે તેના કરતા લોકોએ પોતે જ સમજીને સુધારો કરવો એ વધારે સારું છે,

એમ છતાં પણ બાળલગ્ન જેવી કેટલીક ખાસ અગત્યની બાબતોમાં સરકાર દરમિયાનગીરી કરીને પણ સુધારો કરાવે છે. ન્યાતના આગેવાનો અને નગરશેઠોની સંમતિથી મરણપ્રસંગે જાહેર રસ્તાપર સ્ત્રીઓએ રડવાકૂટવાનું બંધ કરવા માટે મેં પોલીસ નિયમને આધારે કઢી અને નવસારી પ્રાંતમાં જાહેરનામું કાઢ્યું હતું. વળી નવસારી પ્રાંતમાં કાળીપરજના લોકોની સ્ત્રીઓ પીતળ તથા પથ્થરનાં ભારે વજનનાં ઘરેણાં પહેરતી હતી તે બંધ કરવાને લોકોને સમજાવવામાં આવ્યું હતું. ધોન્ડીઆ લોકોની સ્ત્રીઓ હાથે તથા પગે લગભગ અધમણ વજન થાય એટલાં બધાં પીતળનાં કડલાં પહેરતી હતી તેને લીધે તેમને શારીરિક દુખ ભોગવવું પડતું હતું એટલું જ નહિ પણ ઘર કે ખેતરમાં બરાબર કામ પણ કરી શકતી ન હતી એમ જોવામાં આવ્યું હતું, તે ઉપરથી આ દુખદાયક રિવાજ બંધ કરવાને મહુવા અને વ્યારા મહાલમાં તજવીજ કરવામાં આવી હતી. તેના પરિણામે ઘણી સ્ત્રીઓએ એવાં ભારે વજનનાં ઘરેણાંનો ત્યાગ કર્યો હતો અને તે ભંગાવી નાખી ભંગાર તરીકે વેચી નાખ્યાં હતાં. એ કોમના સમજુ લોકો આથી ઘણા ખુશી થયા હતા અને હજીપણ તે સેવા યાદ કરે છે. સીનોર તાલુકાના સાઢલી ગામે, આસપાસનાં ગામોના લોકોને ભેગા કરી સન ૧૯૧૭માં બારમાં નહિ કરવા ઠરાવ કરાવવામાં

આવ્યો હતો તે બરાબર પળાય છે અને તે કરાવનારને હજીપણ લોકો યાદ કરે છે.

સાર્વજનિક ઉપયોગના ધર્માદા કામો.

હું મુલકીખાતામાં હતો તે વખતે સાર્વજનિક ઉપયોગના કાર્યોમાં મોટી રકમની સખાવતો કરવા માટે ધનિક લોકોને ઉત્તેજન આપવામા આવતું હતું. તેના પરિણામે ખાનગી સખાવત અને સરકાર અને પંચાયતો અથવા સુધરાઈઓની મદદથી મહેસાણા, કડી, વિજાપુર, વિસનગર, ઊંઝા, સિદ્ધપુર, વ્યારા, નવસારી, અને એ સિવાય કડી તથા નવસારી પ્રાંતનાં વીસ ઉપરાંત ગામડાંમા સાર્વજનિક પુસ્તકાલયો માટે મકાન બંધાવવામાં આવ્યાં હતાં. મરહૂમ રાવબહાદુર શેઠ કીલાચંદ દેવચંદની સખાવતથી પાટણમાં એક લાખ રૂપિયાના ખર્ચે પ્રસૂતિગૃહ બાધવામાં આવ્યું હતું. દાનવીર શેઠ ન્યહાલચંદ લલ્લુચંદે પાટણમાં મોટા દવાખાનાનુ મકાન બાંધવા માટે એક લાખ અને એકતાળીસ હજાર રૂપિયાની ઉદાર સખાવત કરી હતી. અને તે ઉપરાંત પાટણના ગરીબ લોકોને પીવાનું પાણી મફત મળે એટલા માટે પોતાના સદ્ગત ભાઇ પુનમચંદના પુણ્યાર્થે અઢી લાખ રૂપિયા પાટણ સુધરાઈને થોડાં વર્ષ ઉપર આપ્યા હતા. શેઠ મહમદઅલી હરરવાળાએ પોતાને ખર્ચે સિદ્ધપુરમા

ટાઉન હોલ તથા ટાવર બંધાવી આપ્યાં હતાં. મરહૂમ વિઠ્ઠલદાસ ચતુર્ભૂજે પાટણમાં સાર્વજનિક બાગ કરવા તથા તેમાં શ્રીમંત મહારાજા સાહેબનું બાવલું મૂકવા સારી રકમ આપી હતી. મરહૂમ શેઠ ઉજમસી પીતાંબરદાસે પાટણમાં આયુર્વેદિક પાઠશાળા અને દવાખાનું કાઢવાને અને બીજાં પરોપકાર અને કેળવણીનાં કામ માટે દોઢ લાખ ઉપરાંત રૂપિયા ખર્ચ્યા હતા. પોતાના મુરબ્બી રાવ બહાદુર શેઠ કીલાચંદના માનાર્થે પાટણમા ટાવર કરવા મુંબઈના એક મારવાડી શેઠે ઉદાર રકમ આપી હતી. શેઠ મંચેરજી શાપુરજી ટાટાએ બીલીમોરામાં હાઈસ્કૂલનું મકાન બંધાવી આપ્યું હતું, અને ત્યાંના જ શેઠ કેસરીચંદ ભાણાભાઈએ છોકરીઓની નિશાળનું સુંદર મકાન બંધાવી આપ્યું હતું. બાઈ સાહેબ રતનબાઈ બામજીએ નવસારીમાં લોકોપયોગી કામોમાં મોટી રકમો આપી હતી. આવાં કામ માટે હજી પણ બહોળું ક્ષેત્ર છે. હું ધારૂં છું કે લોકહિતનાં કાર્યોમાં રસ લેતા સુબા અને બીજા મુલકી અમલદારો અત્યારે પણ એ જ ધોરણે ઘણું કરી શકે એમ છે.

નનામી અરજીઓ.

સામાન્ય રીતે બધાં ખાતાંના અને વિશેષ કરીને પોલીસ તથા મુલકી ખાતાંના અમલદારો વિરૂદ્ધ

નનામી અરજીઓ ઘણી થાય છે. આમાંની ઘણી-ખરી તેમના તાબાના લોકો અંગત દ્વેષને લીધે કરે છે. અગર કરાવે છે એવો મારો અનુભવ થયો છે. તાબાના નોકરોની મરજી વિરૂદ્ધ બદલી થાય અગર કંઇ કસૂર માટે શિક્ષા થાય એટલે તે નારાજ થઇ, નનામી અરજી દ્વારા ઉપરીને નુકસાન કરવાનો રસ્તો લે છે. પ્રજાજનો તરફથી થતી અરજીઓ પણ ઘણે ભાગે પોતાની કંઇ ધારણામાં નાસીપાસ થવાને લીધે જ કરેલી હોય છે. એવી અરજીઓમાં અમલદારો વિરૂદ્ધ ઘણું કરીને લાંચ, દારૂ અને વ્યભિચાર એ ત્રણ સંબંધે આક્ષેપો હોય છે. નનામી અરજીઓમાં લખેલો મજકૂર કવચિત પ્રસંગે ખરો પણ હોય છે. પરંતુ એવી અરજીઓ કરવાની હીચકારી રીતને ઉત્તેજન ન આપતાં હું નનામી અરજી-ને નકામી અરજી ગણી તેના ઉપર ધ્યાન આપતો નહિ. કદાચ કોઇ અરજીમાં લખેલો મજકૂર તપાસ કરવા જેવો લાગે તો નોટબૂકમાં તેની નોંધ કરી લેવામાં આવતી અને ગુપ્ત રીતે તપાસ થતો; પણ સાધારણ રીતે એવી અરજીઓ કંઈ વિશેષ કારણ વગર તપાસ થવા માટે બીજા અમલદાર તરફ મોકલવામાં આવતી નહિ અગર દફતરે રાખવામાં આવતી નહિ.

ગજરત્નનો યાદ.

મુલકીખાતામાં મેં કરેલા કામની શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એમણે કદર કરી તા. ૨જી એપ્રલ સન

૧૯૧૮ના રોજ ભરાયેલા વાઢદિવસના દરબારમાં મને રાજરત્ન મંડળનો સોનાનો ચાંદ બક્ષ્યો હતો. એ પ્રસંગે કરેલા ભાષણમાં નામદાર દીવાન સાહેબ સર મનુભાઈએ કહ્યું હતું કેઃ “ રાવ બહાદુર ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇએ સન ૧૮૮૯ની સાલમાં ન્યાયખાતામાં દાખલ થઈ મહાલ ન્યાયાધીશ તરીકે શરૂઆત કરી, નાયબ પ્રાંત ન્યાયાધીશ અને પ્રાંત ન્યાયાધીશ તરીકે કામ કર્યું હતું. પછી પોલીસ કમિશનર તરીકે આઠ નવ વર્ષ જેટલી લાંબી મુદત ઘણી બાહોશીથી કામ કરી સરકારને સંતોષ આપ્યો છે. સેન્સસનુ કામ પણ તેમણે કર્યું તે માટે બ્રિટિશ રાજ્ય તરફથી પણ તેમને માટે સારા વખાણ થઇ આવ્યાં છે. એવા અમલદારનો ઉપયોગ મુલકીખાતામાં કરવાનું વધારે સલાહ ભરેલું લાગવાથી તેમને મુલકીખાતામાં સૂબા તરીકે કેટલીક મુદત સુધી કામ કરવા નીમ્યા હતા. કડી પ્રાંતમાં સૂબા તરીકે તેઓએ સારું કામ કરી લોકપ્રિયતા મેળવી હતી. બાદ તેમને જોઇન્ટ સરસૂબા તરીકે નીમ્યા હતા. તેમણે ખેતીના સુધારા માટે ઘણી યોજનાઓ કરી છે. એ સર્વ કામોમાં શ્રીમંત સરકારને પૂર્ણ સંતોષ આપી રાજ્ય તથા પ્રજાહિત તરફ સારું લક્ષ આપેલું છે. તેથી આવી બાહોશથી અને કાળજીથી કામ કરનારની ખૂજ કરવી યોગ્ય લાગ્યાથી તેમને રાજરત્ન મંડળનો સોનાનો ચાંદ આપવાની શ્રીમંત-

સરકાર મહારાજા સાહેબે કૃપાવંત થઇ આજ્ઞા કરી છે”
( આજ્ઞાપત્રિકા તા. ૪-૪-૧૯૧૮ પાન ૧૩૪૨ ).

મુલકી અમલદાર તરીકેની મારી નોકરીના વખતમા,

તે વખતના દીવાનો.

નામદાર સેડન, બી. એલ. ગુપ્તા, વી. પી. માધવરાવ અને સર મનુભાઇ મહેતા દીવાન હતા. નામદાર સેડન અને સર મનુભાઇના સંબંધમાં ચોથા અને છઠ્ઠા પ્રકરણમાં કંઇ લખ્યું છે એટલે અત્રે માત્ર નામદાર ગુપ્તા અને વી. પી. માધવરાવ વિષે જ લખીશ.

ના. સેડન પછી ના. બીહારીલાલ ગુપ્તા તા. ૩જી જાનેવારી સન ૧૯૧૨ના રોજ કામચલાઉ દીવાન થયા હતા અને તા. ૧૬મી માર્ચ સન ૧૯૧૪ સુધી એ જગા ઉપર રહ્યા હતા. તે ખુલ્લા દિલના અને પોતાને યોગ્ય લાગે તે બોલે અને કરે એવા છાતીવાળા હતા. કાયદા સંબંધી તેમનુ જ્ઞાન ઉંચું હતું પણ રાજ્યકારભારનો તેમને ઝાઝો અનુભવ ન હતો. તે પણ આઇ. સી. એસ. હતા અને બંગાળા ઇલાકામાં ન્યાયમંત્રી અને હાઇકોર્ટના ન્યાયાધીશ સુધી ચઢી વાનપ્રસ્થ થયા હતા. શરીરે તે નબળા અને થાકી ગયેલા જેવા હતા. ઘણું કરીને કચેરીમાં પણ આરામખુરશી ઉપર બેસીને તે કામ કરતા અને કોઇ કોઇ વખત તે

ત્યાં ઉઘી જતા; પણ તેમની સમજશકિત એટલી બધી તેજ હતી કે અઘરામાં અઘરા પ્રશ્નો પણ તુરત સમજી જતા.

નામદાર વી. પી. માધવરાવ દીવાનપદે અહીં આવ્યા તે પહેલા ત્રાવણકોર અને માઇસોરમાં દીવાન થયા હતા એટલે તેમના અનુભવથી વડોદરાને ઘણો ફાયદો થશે એવી આશા રાખવામાં આવી હતી પણ તે કંઇ જાણવાજોગ રીતે ફળીભૂત થઇ નહોતી. ના. માધવરાવ દેખાવે ભવ્ય, ઉંચા અને કદાવર હતા, પણ મળતાવડા નહિ હોવાથી બીજા દીવાનોની પેઠે લોકપ્રિય થયા ન હતા. તે પોતાના વિચારમાં મક્કમ રહેતા અને ઘણે દરજ્જે હઠીલા હતા. માર્ચ સન ૧૯૧૪થી એપ્રિલ સન ૧૯૧૬સુધી બે વર્ષની મુદત સુધી તે દીવાન તરીકે રહ્યા હતા પણ તેમની કારકિર્દીમાં કંઇ નવું અગર મહત્વનુ કામ થયું ન હતું.

---

## પ્રકરણ ૮



### દુષ્કાળશમન.

સન ૧૮૯૯–૧૯૦૦ની સાલમાં છપ્પનિયો એટલે સંવત ૧૯૫૬નો મોટો દુષ્કાળ પડ્યો તે વખતે દુષ્કાળ-સંકટનિવારણના કામનો મને કેટલોક અનુભવ મળ્યો હતો. ગુજરાતનો પ્રદેશ લાંબા વખતથી દુષ્કાળમુકત ગણાતો હોવાથી સન ૧૮૭૭–૭૮ના મોટા દુષ્કાળ પછી તૈયાર કરવામાં આવેલા દુષ્કાળપ્રદેશના નકશામાંથી તેનું નામ બાતલ થયું હતું. પરંતુ આ માની લીધેલી સહીસલામતી લાંબો વખત નભી નહિ અને 'હિંદુસ્તાનનો બગીચો' ગણાતા ગુજરાતને પણ સન ૧૮૯૯માં સુકાવાનો વખત આવ્યો હતો. ગુજરાતના બીજા

છપ્પનિયો દુષ્કાળ.

ભાગોની પેઠે વડોદરાને પણ એ સાલમાં ભૂખમરાનાં ભારે દુખ અને હાડમારીઓ ભોગવવી પડી હતી. શ્રીમંત સરકાર તરફથી, લોકોને પેટિયું પેદા કરાવવા કામો શરૂ કરવામાં આવ્યાં હતાં, તેમ મજૂરી કરી શકે નહિ એવા અશક્તોને માટે ખોરાક મફત આપવાની ગોઠવણ માટે અન્નગૃહો પણ ઉઘાડવામાં આવ્યાં હતાં. પરંતુ ભૂખમરો એટલા બહોળા પ્રમાણમાં ફેલાયલો હતો કે ફેમિન (દુષ્કાળ) કમિશનર ખાન બહાદુર જમશેદજી દલાલ અને તેમના મદદનીશોએ ઘણો પ્રયાસ કર્યા છતાં પણ આ ભૂખમરાને પૂરી રીતે પહોંચી વળવા તે અસમર્થ હતા. ગામડાં ગામના ઠાકરડા, વાઘરી, રાવળીઆ, ઢેડ, ભંગી વગેરે ગરીબ કોમના લોકો એટલા અશક્ત થઇ ગયા હતા કે ટપોટપ મરતા, અને એવાં મરણું કસ્બામાં જાહેર રસ્તા ઉપર કે લોકોના ઘરના આંગણા આગળ થતાં તેથી તેમને ઘણું દુખ થતું. કડી પ્રાંતમાં હું તે વખતે વિસનગરમાં પ્રાંત ન્યાયાધીશ હતો અને મારા મિત્ર ડોક્ટર બાલાભાઇ નાણાવટી પાટણ સરકારી દવાખાનામાં સિવિલ મેડિકલ ઓફિસર હતા.

અન્નગૃહ ઉઘાડ્યાં.

આ મહાસંકટના વખતમાં દયાની લાગણીથી અને તે વખતના કડી પ્રાંત સૂબા વિનાયક યાદવ વણીકરને તેમના જોખમી

કામમાં મદદ કરવા માટે સખી લોકોએ કરેલી નાણાંની મદદથી ડૉ. ખાલાભાઇ નાણાવટીએ પાટણમાં અને મેં વિસનગરમાં અન્નગૃહ ઉઘાડ્યાં હતાં. પાટણમાં ડૉ. ખાલાભાઇના અન્નગૃહમાં દરરોજ લગભગ ૨૦૦૦ માણસોને અને મેં વિસનગરમાં ઉઘાડેલા અન્નગૃહમાં દરરોજ લગભગ બારસો માણસોને રાંધેલું અનાજ ખવડાવવાની વ્યવસ્થા કરી હતી. જેમ જેમ અશક્તો કામ કરવાને શકિતમાન થતા તેમ તેમ તેમને નજીકમાં ચાલતાં તળાવ ખોદવાનાં, રસ્તા બનાવવાનાં કે એવાં બીજાં કામો ઉપર મજૂરી કરવા મોકલી દેવામાં આવતા અને બીજા નવા અશક્તોને દાખલ કરવામાં આવતા. મારો તેમ જ મારી કચેરીના માણસોનો કચેરી બહારનો બધો જ વખત આ અન્નગૃહની વ્યવસ્થા કરવામાં તથા તે ચલાવવા માટે ફંડ ભેગું કરવામાં જતો; અને એ રીતે બનતો પ્રયાસ કરી સખી ગૃહસ્થો પાસેથી નાણાં મેળવી, દુષ્કાળ પૂરો થતા સુધી એ અન્નગૃહો અમે ચાલુ રાખ્યાં હતાં.

શ્રીમંત મહારાજા સાહેબની સવારી દીવાન બહાદુર શ્રીનિવાસ આયંગર સાથે દુષ્કાળશમનની તપાસણી માટે કડી પ્રાંતમાં પધારી ત્યારે તેઓશ્રીએ પાટણ તથા વિસનગરમાં ચાલતાં અમારાં અન્નગૃહો જોઇ ધન્યવાદ આપ્યો હતો અને એવા મહાન સંકટ વખતે દાક્તર

તથા ન્યાયાધીશ જેવા અમલદારો પોતાનું કર્તવ્ય સમજી સમાજસેવાના કામમાં રસ લેતા જોઇ શ્રીમંતને ઘણો સંતોષ થયો હતો.

એલ્યુમિનિયમનું કારખાનું.

વિસનગર કસબામાં કંસારાની વસ્તી ઘણી છે. તેઓ સારા કારીગર છે અને સારા વખતમાં પોતાના કસબથી પોતાનો નિર્વાહ ચલાવે છે; પણ આ મોટા દુષ્કાળના વખતમાં નવાં વાસણ કોઇ લેતું નહિ પણ ઊલટા ગરીબ લોક જૂનાં વાસણ વેચવા લઇ આવતા તેથી કંસારા લોકોની સ્થિતિ ઘણી કફોડી થઇ હતી. તળાવ ખોદવાના કામ ઉપર તેઓ જતા નહિ પણ તેમને માટે કંઇ બીજી તજવીજ થાય તો કામ કરવા ખુશી હતા. આ વાત શ્રીમંત સરકાર મહારાજા સાહેબના ધ્યાન ઉપર મેં આણી તેથી તેઓશ્રીએ તેમને માટે કાંઇ યોગ્ય તજવીજ કરવા મને પાંચ હજાર રૂપિયા આપવા હુકમ કર્યો હતો. એ રકમનો ઉપયોગ કંઇ ઉત્પાદક કામ કાઢી કંસારા લોકોને રોજી આપવામાં કરવાનો હતો, પણ તેમાં કંઇ ખોટ જાય તો પાંચ હજારની પૂરેપુરી રકમ સુધી માંડી વાળવા મને અધિકાર આપ્યો હતો. દીવાન બહાદુર શ્રીનિવાસ આયંગરની સલાહથી વિસનગરમાં એક નાનું એલ્યુમિનિયમ ધાતુનાં વાસણ બનાવવાનું કારખાનુ ઊઘાડવાનો મેં ઠરાવ કર્યો. મને મદદ કરવા સ્થાનિક શેઠિયા

તૈયાર હતા. નામદાર દીવાન સાહેબ મારફત મી. (પાછળથી સર) આલ્ફ્રેડ ચેટરટન પાસેથી એલ્યુમિનિયમ ધાતુનાં વાસણ બનાવવાની રીત સંબંધી જોઇતી માહિતી મેં મંગાવી લીધી; એક નાનો લેથ તથા કેટલાંક ઓજારો માગીતાગીને ભેગાં કર્યાં; એક નાનું ઘર તેના માલિક પાસેથી વગર ભાડે માગી લીધું; અને એ રીતે નાના પાયા પર કારખાનું શરૂ કરી તેમા કંસારા વર્ગના પચાસેક માણસોને રોજી પર લગાડ્યા. આ નાનકડા કારખાનામાં થાળીઓ, લોટા, તપેલીઓ વગેરે ઘર ઉપયોગનાં વાસણો બનાવવામાં આવતાં અને બરોબર પડતર ભાવે વેચવામાં આવતા તેથી કંઇ ખોટ જવાનો તો સંભવ ન હતો. દુષ્કાળશમનનું કામ પૂરું થવા આવ્યું અને મારી પણ વિસનગરથી બદલી થવાનો સમય નજીક આવ્યો તેથી કારખાનું બંધ કરી મને સરકારે અગાઉથી તસલમાત તરીકે આપેલા રૂ. ૫૦૦૦ પૂરેપુરા રાજ્યની તિજોરીમાં પરત જમા કરાવવામાં આવ્યા અને જે કંસારાને એલ્યુમિનિયમ ધાતુનાં વાસણ બનાવવાનું કારખાનું કરવું હોય તેને રૂ. ૫૦૦) તસલમાત તરીકે આપવા સરકાર મંજૂરીથી ઠરાવ્યું. મારા આ મરજીયાત કામ વિષે ફેમિન કમિશનરે સન ૧૮૯૯–૧૯૦૦ના દુષ્કાળશમનના નિવેદનના ૯૯મા પાન ઉપર લખ્યું હતું કે "વિસનગરમાં એલ્યુમિનિયમનુ કારખાનું

કાઢી ત્યાંના કંસારાઓને એ ધાતુનાં વાસણો બનાવવાના કામ ઉપર રોકી રોજી અપાવવા માટે પ્રાંત ન્યાયાધીશ ગોવિંદભાઈના પ્રમુખપદે સદ્‌ગૃહસ્થોની એક સમિતિ નીમવામાં આવી હતી. શરૂઆતમાં એમ લાગ્યું હતું કે કંસારાઓ આ ધાતુના વાસણો બનાવી શકશે નહિ, પરંતુ આખરે પરિણામ ઘણું સારું આવ્યું. આ કામ માટે ગોવિંદભાઈને ધન્યવાદ ઘટે છે કારણ કે તેમણે જાતે ઘણો રસ લઇ આવુ નવી જાતનું કારખાનું જરા પણ ખોટ ન જાય તે પ્રમાણે છેવટ સુધી ચલાવ્યું હતું." વળી દુષ્કાળશમનના કામમાં મેં જે મદદ કરી હતી તેના સંબધમા શ્રીમંત મહારાજા સાહેબની આજ્ઞાથી દીવાન બહાદુર ધામણસ્કર સાહેબે મને નીચે પ્રમાણે આભારપ્રદર્શનનો પત્ર (નં. ૯૫ તા. ૧૨-૨-૧૯૦૨) લખ્યો હતો.—"કડી પ્રાંતના કેટલાક ગૃહસ્થોએ સન ૧૮૯૯-૧૯૦૦ના દુષ્કાળશમનના કાર્યમાં પૈસાથી અથવા પોતાના સક્રિય સહકારથી જે સહાય આપી છે તેમની સેવાની કદર કરવા બાબત કડી પ્રાંત સૂબાએ ભલામણ કરી છે તે શ્રીમંત મહારાજા સાહેબને સાદર કરવામાં આવતાં તેઓશ્રીએ આપે આવા સંકટ સમયે ઘણી મુશ્કેલીઓ વેઠીને પણ આપની સેવાથી રાજ્યને જે લાભ આપ્યો છે તેને માટે તેઓશ્રી તરફથી આપનો આભાર માનવા મને આજ્ઞા થઇ છે તે જણાવતા મને આનંદ થાય છે."

સન ૧૯૧૮-૧૯નો દુષ્કાળ.

આ પછી ૧૮ વર્ષે મારે પોતાને જ ફેમિન કમિશનર તરીકે કામ કરવાનો વખત આવ્યો હતો. સન ૧૯૧૮ના મે તથા જૂન માસમાં ફક્ત નવસારી પ્રાંતમાં થોડો વરસાદ પડ્યો હતો. બીજા પ્રાંતોમાં બિલકુલ વરસાદ નહિ પડવાથી વાવણીનું કામ બંધ રહ્યું હતું. જુલાઈ માસમાં થોડો વરસાદ પડવાથી આ સ્થિતિમાં કંઇક સુધારો થયો હતો પરંતુ બધે ઠેકાણે સરખો વરસાદ પડ્યો ન હતો. ત્યાર બાદ ઑગસ્ટમા ઠીક વરસાદ થયો, પણ સપ્ટેંબરમા જૂજ પડ્યો અને આખા ઑકટોબરમા તો બિલકુલ પડ્યો નહિ તેથી નવસારી સિવાયના બીજા પ્રાંતોમાં માત્ર રૂપિયે બેથી આઠ આની સુધી બાજરી અને કપાસ થયાં હતાં. એ વિના બીજો કોઇપણ જાતનો પાક થયો ન હતો. ઓખામંડળમાં તો બાજરી પણ નહિ થવાને લીધે ત્યાં તો સૌથી પહેલો દુષ્કાળ શરૂ થઇ ચૂક્યો હતો. પાછલા વર્ષમાં જોઇએ તે કરતાં વધુ વરસાદ થવાથી ઘણો ઓછો પાક થયો હતો અને આ વર્ષે તો બિલકુલ પાક થયો નહિ તેથી અનાજના ભાવ લગભગ ત્રમણા થઇ ગયા હતા. રાજ્ય બહારના પ્રાંતોમા પણ પ્રમાણમા કમી પાક થયેલો હોવાથી ત્યાંપણ અનાજની તંગી હતી અને તેને લીધે અનાજ બહાર જવા દેવાને અંકુશ

( કંટ્રોલ ) મુકાયો હતો તેથી અનાજ બહારથી લાવી શકાય તેમ ન હતું; પ્રજાને માટે કોઈ રીતે સવડ કરવા વડોદરા રાજ્યમા પણ કંટ્રોલ ( અંકુશ ) મૂકવામા આવ્યો હતો. એ કંટ્રોલ એટલે શું તે વિષે આગળના પ્રકરણમા કહેવામા આવશે. ઘઉં, બાજરી અને દાળના ભાવ સાધારણ રીતે દર મણે રૂપિયા દોઢથી માંડીને અઢી સુધી હતા, તે વધીને રૂપિયા ચારથી આઠ સુધી થયા હતા. માળવી ઘઉં આઠ રૂપિયે, વાસી તથા જીરાસાળના ચોખા નવ રૂપિયે અને રંગૂનના હલકા ચોખા ચાર રૂપિયે મણ પણ મળતા ન હતા. મગ, મઠ, અડદ અને વાલ છ રૂપિયે મણ પણ મળતા ન હતા. માત્ર અનાજની જ નહિ પણ ઘાસચારાની પણ ઘણી તંગી હતી બાજરી અને જુવારની કડબના પૂળાનો ભાવ અનુક્રમે સેંકડે બે અને ચાર રૂપિયા હતો, તે વધીને બાર અને પચીસ રૂપિયા થયો હતો. ઘાસના પૂળાનો ભાવ દર હજાર રતલે (૨૫ મણ) પાચથી સાત રૂપિયા હતો, તે વધીને વીસ રૂપિયા અને છેવટે ત્રીસ રૂપિયા સુધી થયો હતો.

ફેમિન કમિશનર

જોઇન્ટ સરસૂબાના હુદ્દાની બીજી કામગીરી ઉપરાત મારી ફેમિન કમિશનર તરીકે નિમણુક સન ૧૯૧૮ના

ઑકટોબરમાં કરવામાં આવી હતી. સન ૧૯૧૯ના ઑકટોબર સુધી મેં એ કામ કર્યું હતું. તે પછી ફેમિન કમિશનરની સ્વતંત્ર કચેરી બંધ કરી તેને ડાયરેકટર ઑફ સિવિલ સપ્લાઇઝ અને પ્રાઇસ કંટ્રોલરની કચેરી જેના ઉપરી શરૂઆતમાં મી. વીટનેક અને પાછળથી હું હતો, તે સાથે જોડવામાં આવી હતી.

સોનગઢ વ્યારા તરફના કેટલાક જંગલી પ્રદેશ સિવાય નવસારી પ્રાંતમાં દુષ્કાળશમનના કામે કાંઇ વિશેષ કરવાનું ન હતું. બાકીના પ્રાંતો પૈકી અમરેલી પ્રાંતમાં ખાંભા અને કોડીનાર મહાલો, વડોદરા પ્રાંતમાં ભાદરણ તથા પેટલાદ મહાલો સિવાયનો આખો વડોદરા પ્રાંત અને આખો કડી પ્રાંત કમી પાક અને મોઘવારીના પ્રદેશ તરીકે અને એ સિવાયના રાજ્યના બીજા ભાગોને દુષ્કાળના પ્રદેશ તરીકે ગણવામાં આવ્યા હતા.

સરકાર મદદ.

આ વખતની મુશ્કેલીઓને પહોંચી વળવા માટે મોઘવારી તથા દુષ્કાળવાળા ભાગોમાં જરૂર પ્રમાણે લોકોને હરેક પ્રકારની મદદ આપવા માટે સત્વર ઉપાયો લેવામાં આવ્યા હતા. આ ઉપાયોમાં (૧) નાણાંની મદદ; (૨) સસ્તા ભાવે અનાજ વેચવાની દુકાનો; (૩) ઢોરને માટે ઘાસચારો; (૪) પાણીનો પૂરવઠો; (૫) ગરીબ લોકોને રોજી આપવા માટે કામો; (૬)

ઢોરો માટે વાડા; (૭) અન્નગૃહો; અને (૮) જમીન મહેસુલની માફી અગર તે ભરવાને તહકુબી એ મુખ્ય હતાં.

દુષ્કાળશમનના કામો.

શરૂઆતમાં એમ ધારવામા આવ્યું હતું કે વડોદરા, કડી અને અમરેલી પ્રાંતમા મોટા પાયા પર દુષ્કાળ-શમનના કામો શરૂ કરવાં પડશે. એટલા માટે સરકાર પાસેથી રૂ. ૧૫,૫૦,૪૯૯ અને સ્થાનિક પચાયતો પાસેથી રૂ. ૨,૨૦,૫૬૯ એવાં કામો માટે મંજૂર કગવવામા આવ્યા હતા. વરસાદની મોસમ ખાલી ગયા પછી તુરત જ અજમાશ દાખલ કામો શરૂ કરવામાં આવ્યાં હતાં. પરંતુ અમરેલી પ્રાંતમાં ઓખામંડળ, ધારી, ખાંભા, અમરેલી અને દામનગર મહાલો અને વડોદરા પ્રાંતમાં પેટલાદ મહાલ તથા ભાદરણ પેટા મહાલ એ સ્થળોએ જ પૂરતી સંખ્યામા લોકો મજૂરી માટે આવતા હતા. બીજાં સ્થળોએ તેમની સંખ્યા ઘણી ઓછી–લગભગ નહિ જેવી–આવવાથી શરૂ કરેલા કામો બધ કરવામાં આવ્યાં હતાં. છપ્પનિયાને મુકાબલે અનાજના ભાવ ઘણા ભારે હોવા છતાં આ વખતે ઘણાખરા લોકો કોઈપણ જાતની સરકાર મદદ વિના પોતે જ પોતાનો નિર્વાહ ચલાવતા હતા. તેનુ કારણ એ હતું કે છપ્પનિયા પછી તેમની નૈતિક તેમજ આર્થિક સ્થિતિમા સુધારો થવાથી

તેમની સહનશક્તિમાં વધારો થયો હતો. છપ્પનિયા વખતે અનાજનો ભાવ વધારેમાં વધારે દર મણે અઢી રૂપિયા કરતાં વધારે થયો ન હતો છતાં પણ લોકો એટલા બધા નિરાધાર થઇ ગયા હતા કે દુષ્કાળ પડયો કે તરત જ તેમને દુષ્કાળશમનનાં કામોનો આશ્રય લેવો પડ્યા હતો. આ વખતના દુષ્કાળમાં તેને મુકાબલે અનાજના ભાવ ત્રમણા હતા છતાં પણ લોકો પોતાના પગ ઉપર ઉભા રહી શક્યા હતા. તેમને એમ લાગતું હતું કે દુષ્કાળશમનનાં કામોનો આશ્રય લેવો એ હીણપદ ભરેલું છે. વીસ વર્ષમાં લોકો આટલા બધા સ્વાશ્રયી થતાં શીખ્યા એ ખરેખર ખુશી થવા જેવું હતું. મજૂરીના વધેલા દર અને ખેતી સિવાય બીજા વધારે પૈસા મળે એવા હુન્નરઉદ્યોગો નીકળવાને લીધે આવી સારી સ્થિતિ પ્રાપ્ત થઈ હતી. વળી પારકાની આશા ઉપર રહેવાને બદલે ખેતીનો ધંધો કરનારા સરકાર પાસેથી વ્યાજે પૈસા લઇ પોતાના ખેતરમાં કૂવા ખોદાવી તેનાથી ખેતી કરવાનું વધુ પસંદ કરતા. સરકારે ઉઘાડેલાં કામો ઉપર મજૂરી કરવા જવાનું તેમને બિલકુલ પસંદ ન હતું. વડોદરા પ્રાંતમાં ૬૩ અને અમરેલી પ્રાંતમાં ૧૭ કામો ઉઘાડવા મંજૂરી થઈ હતી તેમાંથી બાંધકામખાતાએ વડોદરા પ્રાંતમાં માત્ર ૨ અને અમરેલીમાં ૧૩ કામો ઉઘાડ્યાં હતાં તે ઉપર એકંદરે રૂ. ૧,૧૭,૫૩૮ ખર્ચ થયો હતો;

આમાંથી એકલા ઓખામંડળ મહાલનાં કામોમાં જ રૂ. ૭૭,૫૩૪ ખર્ચાયા હતા. કામો ઉપર રોકાયલા મજૂરોની દરરોજની સરાસરી સંખ્યા ૧૬૦૦ હતી. આ કામોમાં અમરેલી પ્રાંતમાં વાંકીયા બંદરને સમરાવવાનું, ખાંભાથી ગઢીયાચાવડ સુધી રસ્તો બનાવવાનું, ભીમગજા મુળવેલની કાચી સડક નવી કરવાનું અને દ્વારકાં રેલવે માટે પથ્થર કાઢવાનું કામ એ મુખ્ય હતાં. વડોદરા તથા અમરેલી પ્રાંત પંચાયતોએ તળાવો ખોદાવવાનાં, રસ્તા સમરાવવાનાં વગેરે ૭૫ પરચુરણ કામો કઢાવી રૂ. ૯૭,૭૮૩ ખર્ચ્યા હતા. આ કામો સ્થાનિક ઉપયોગનાં હોવાથી તે ઉપર જોઇએ તેટલા મજૂરો આવતા હતા.

સસ્તા અનાજની દુકાનો.

અનાજના ભાવ હદ ઉપરાંત વધી જવાથી ગરીબોને રાહત આપવા માટે સસ્તા ભાવથી અનાજ વેચવાની દુકાનો ઉઘાડી બજારભાવ કરતાં સોંઘા ભાવે અનાજ મળે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. આ કામે શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઇ ગરીબ પ્રજાને આ મોઘવારીની હાડમારીમાંથી બચાવવા માટે પોતાની ખાનગી સિલકમાંથી રૂ. ૧૦,૦૦,૦૦૦ની રકમ ધર્માદા ફંડ તરીકે જુદી કાઢવા આજ્ઞા કરી હતી. ધનવાન સખી ગૃહસ્થો તરફથી આ કામમાં પૈસાની

મદદ મળે એ હેતુથી શ્રીમંતે એવી આજ્ઞા કરી હતી કે સોંઘા ભાવે અનાજ વેચવામાં ખોટ આવે તે પૂરવા માટે અડધી ખોટની રકમ જે તે ઠેકાણે એકઠા થયેલા સ્થાનિક ફંડમાંથી અને અડધી રકમ શ્રીમંતની આ ઉદાર દેણગીમાંથી ખર્ચ કરવી. આ વ્યવસ્થાને લોકોએ વધાવી લીધી હતી અને સસ્તા અનાજની દુકાનો માટે સ્થાનિક ધર્માદા ફંડો સારા પ્રમાણમા એકઠાં થયાં હતાં. સસ્તા અનાજની દુકાનો ઉઘાડવા માટે સંકટવાળા દરેક મહાલે નાણાં એકઠાં કરવામાં આવ્યાં હતાં અને તેમાં સખી ગૃહસ્થોએ પોતાનો ફાળો ઉમંગથી આપ્યો હતો. આ સઘળાં સ્થાનિક ફંડમાં શ્રીમંત મહારાજા સાહેબે આપેલી ધર્માદા ફંડની રકમ રૂ. ૭૨,૨૪૯ ઉમેરવામાં આવી હતી. આ વ્યવસ્થા ગરીબોને આશીર્વાદ સમાન થઇ પડી અને તેઓ પોતાની રોજીના પૈસાથી પહેલાં કરતાં વધુ અનાજ સસ્તા અનાજની દુકાનોમાંથી ખરીદવા શક્તિમાન થયા હતા. આવી સસ્તા અનાજની દુકાનો વડોદરા, પેટલાદ, સોજીત્રા, શિનોર, વસો, પાટણ, કલોલ, અમરેલી, દામનગર, ધારી, દ્વારકાં તથા બેટ અને બીજાં સ્થળોએ ઉઘાડવામાં આવી હતી. સસ્તા અનાજની દુકાનો માટે નાણાં આપવામાં તથા તે ચલાવવામાં પેટલાદના શેઠ રમણલાલ કેશવલાલ અને શેઠ બુલાખીદાસ નારાયણદાસ,

વિસનગરના શેઠ મહાસુખભાઇ ચુનીલાલ, ખીલીમોરાના શેઠ કેસરીચંદ ભાણાભાઇ અને બેટના શેઠ સુંદરદાસ પદમસીએ ભારે ઉદારતા બતાવી હતી તથા શ્રમ વેઠ્યો હતો. એ જ પ્રમાણે આવા સંકટના વખતમાં ગરીબ લોકોને કપડાંની મદદ આપવા માટે ધર્મજના પટેલ શંકરભાઇ વલ્લવભાઇ તથા તેમના બંધુઓએ ( માનચેસ્ટરવાળાએ ) કાપડની ૫૦ ગાંસડીઓ મારા તરફ મોકલાવી હતી.

આ દુષ્કાળમાં લોકોને સૌથી મોટું દુખ ઢોરોને માટે ઘાસચારાનું હતું. અનાજની તંગી બહારથી તેની આયાત કરીને પણ ઘણે દરજ્જે મટાડી શકાય તેમ હતું પરંતુ ઘાસચારા માટે તેમ કરવું મુશ્કેલ હતું. મુંબઇ ઇલાકામાં પણ ઘાસચારાની અહીંના જેવી જ અછત હોવાથી મુંબઇ સરકારે બ્રિટિશ જીલ્લામાંથી ઘાસચારો પરહદમાં મોકલવાની મનાઇ કરી હતી. આપણા રાજ્યમાં અમરેલી પ્રાંતમાં ઘાસચારો પૂરો પાડવા માટે ગીરનું જંગલ તથા વડોદરા અને કડી પ્રાંતમાં પૂરો પાડવા માટે નવસારી પ્રાંતનાં સોનગઢ અને વ્યારાનાં જંગલો હતાં. રાજ્યની બહારથી ગાંસડી બાંધેલું માત્ર ૨૫૦ ટન ઘાસ મળે તેમ હતું તે અગમચેતી વાપરી દુષ્કાળ પડતાં જ ખેતીવાડીખાતા મારફત બ્રિટિશ લશ્કરખાતાના નાગપુરના

સંગ્રહમાંથી મંગાવવામાં આવ્યું હતું અને તે રૂ. ૫,૮૫૭ની ખોટ ખાઇ વડોદરા પ્રાંતમાં રૂપિયે મણુ લેખે વેચવામાં આવ્યું હતું. સદ્‌ભાગ્યે નવસારી પ્રાંત અને ગીરના જંગલોમાંથી દર સાલ કરતા મોટા જથામાં ઘાસ મળી આવ્યું હતું. કડી પ્રાંતમાં ડુંગરા જેવા સાહૃા ( કુંધવાં ) કરી જુવારની કડબ તંગીનાં વર્ષ માટે સાચવી રાખવાનો રિવાજ છે તે પ્રમાણે સાચવી રાખેલું પાછલી સાલનું થોડુંઘણું ઘાસ હતું અને તે ઉપરાંત દહેગામ, કલોલ અને કડી એ મહાલો સિવાયના બીજા મહાલોમાં જુવારની ફૂવેતર વાવણી સારી થયેલી હોવાથી ત્યાં જોઇએ તેટલું ઘાસ હતું. નવસારી પ્રાંતમાં થયેલા ઘાસ ઉપર અંકુશ મૂકી તેમાંથી ૫૦ લાખ પાઉન્ડ વડોદરા પ્રાંતના મહાલનાં સદર સ્ટેશનોએ તથા કડી પ્રાંતના તંગીવાળા મહાલોમાં ઉઘાડેલી ઘાસની વખારોમાં જોઇએ તે પ્રમાણમાં મોકલી આપવામાં આવ્યું હતું. આ ઘાસ રૂ. ૨૭,૫૯૪ની ખોટ ખાઇ રૂપિયાનું દોઢ મણુ લેખે ખેડુતોને વેચવામાં આવ્યું હતું. આ સિવાય એક કરોડ પાઉન્ડ ઉપરાંત ઘાસ નવસારી પ્રાંતમાંથી ડાયરેક્ટર ઑફ સિવિલ સપ્લાઇઝ તરફથી કંટ્રોલ સિસ્ટમ પ્રમાણે દાખલા અથવા પરવાના આપી વેપારીઓ અને ખાતેદારોને પરભારે લઇ આવવાની સવડ કરી આપવામાં આવી હતી. આવી રીતે પરવાનાથી

ઘાસ લઈ આવેલા વેપારી કે ખાતેદાર ઠરાવી આપેલી વ્યાજબી કિંમતે જ તે વેચી શકતા. રાજ્યના લશ્કરખાતાના ઉપયોગ માટે ૩૦ લાખ પાઉન્ડ ઉપરાંત ઘાસ વડોદરા શહેરમાં આણવામાં આવ્યું હતું અને તે સિવાય ફૂવેતર વગેરેથી સુંઢિયું વગેરે લીલું ઘાસ પણ ઉગાડવામાં આવ્યું હતું. આથી મુશ્કેલીનો વખત પસાર કરી ઢોરોને બને તેટલી સારી સ્થિતિમા રાખી શકાયાં હતા. અમરેલી પ્રાંતમાં ગીદરડીના જંગલમાંથી ચાર લાખ પાઉન્ડ ઘાસ મહામુશ્કેલીથી દ્વારકા મોકલી આપવામાં આવ્યુ હતું. પ્રથમ તે પગ રસ્તે જાફરાબાદ મોકલી ત્યાંથી મછવામાં ચઢાવી દ્વારકાં પહોંચાડવામાં આવ્યું હતું. આમ કરવું પડવાથી ઘાસની પડતર કિંમત એક હજાર પાઉન્ડના (પચીસ મણના) ચાળીસ રૂપયા ઉપરાંત થઇ હતી. પરંતુ શ્રીમંત સરકારે કૃપાવંત થઇ દર રૂપિયે દોઢ મણ પ્રમાણે વેચવા આજ્ઞા કરી રૂ. ૭૦૩૯૬નું નુકસાન વેઠી લીધું હતું.

ઢોરોને મફત ચારો.

આ પ્રમાણે જેને જોઇએ તેને પૂરતા પ્રમાણમાં ઘાસ મળે તે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી હતી, પરંતુ વડોદરા અને કડી પ્રાતમાં રબારીઓ પાસે ઢોરની મોટી સંખ્યા હતી અને તેમને ખવડાવવાને

ઘાસ ખરીદવાના પૈસા ન હતા તેથી તેમનાં ઢોર બચાવવા માટે ગીર તથા નવસારી પ્રાંતનાં જંગલોમાં મફત ચરવા દેવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. જંગલની ખરાબ હવામાંથી આ લોકોને તથા તેમનાં ઢોરને બચાવવા માટે કામચલાઉ દવાખાનું ઊઘાડવામાં અને માણસો તથા ઢોરને માટે માંડવા બાંધવામાં રૂ. ૮,૩૫૪ ખર્ચવામાં આવ્યા હતા. વડોદરા અને કડી પ્રાંતના રબારીઓ નવસારીનાં જંગલોમાં ચરાવવા માટે લગભગ ૧૬૦૦ ઢોર લઈ ગયા હતા. તે જ પ્રમાણે ગીરના ડુંગરમાં લગભગ ચારસો આહીર લોકો ઓખામંડળમાંથી પોતાનાં ઢોર ચરાવવા લઈ ગયા હતા. વધારે સવલત આપવા માટે પડતર જમીનો ખુલ્લી રાખવામાં આવી હતી; અને જંગલ ખાતા તરફથી ઘાસ ભરેલાં ગાડાં ઉપર લેવાતો વેરો કમી કરવામાં આવ્યો હતો.

પીવાના પાણીનો પૂરવઠો.

વરસાદ કમી હોવા છતાં પણ લોકોને પીવાના પાણીની કોઇપણ જાતની હરકત નડી ન હતી. પાછલી સાલના વધુ વરસાદથી કૂવામાં પાણી પુષ્કળ થયેલાં હતાં. પરંતુ તળાવોમાં પાણી નહિ હોવાથી કેટલેક ઠેકાણે ઢોરને પીવાના પાણીની મુશ્કેલી પડતી તેથી તેવાં સ્થળોએ હવાડા ભરવા માટે કૂવામાંથી કોસથી પાણી કાઢવું

પડતું હતું. દરસાલ વરસાદની મોસમ પહેલાં એક બે માસ માટે હવાડો ભરવો પડે તેને માટે ગામેગામ બાંધી આપેલી રકમ ચાલુ સાલે આઠ મહિના સુધી હવાડો ભરવો પડવાથી ખૂટી પડી હતી. આ જરૂરિયાતને પહોંચી વળવા માટે ગામમાં ઢોર રાખતા હોય તેમની પાસેથી થોડા પૈસા ઉઘરાવી તેમાં સરકાર તથા પ્રાંત પંચાયતે વિશેષ તરીકે આપેલી રકમો ઉમેરી નભાવી લેવામાં આવ્યું હતું. નવા કૂવા ખોદાવવા ઉપરાંત જૂના કૂવામાં સાયડા મુકાવી વધારે પ્રમાણમાં પાણી મળે તે માટે પણ વ્યવસ્થા કરવામાં આવી હતી.

**ઢોરના વાડા.** ઘાસની જોઈતા પ્રમાણમાં આયાત કરવાની અને ઢોરને મફત ચરાવવાની વ્યવસ્થા કરવા છતાં પણ કેટલાક લોકો એવા હતા કે જેઓ પોતાનાં ઢોર જંગલમાં કે બીજે કંઇ બહાર લઇ શકે નહિ, તેમ ઢોર ઘેર રાખી તેમનો નિભાવ કરી શકે નહિ. આવાં ઢોરના રક્ષણ માટે લોક અને સરકાર મદદથી વડોદરા, પેટલાદ, પાદરા, સોજીત્રા, અમરેલી, દ્વારકા, બેટ, ધારી અને બીજાં સ્થળોએ ઢોરના વાડા (કેટલ કેમ્પ) ઉઘાડવામાં આવ્યા હતા. આ વાડા ચલાવવા માટે સરકારે આપેલી રકમ લગભગ રૂ. ૧૮૦૦૦

જેટલી થઇ હતી. ઢોરના રક્ષણ માટે વધુ ફંડ એકઠું થાય એ હેતુથી વડોદરાના કેટલાક આગેવાન શહેરીઓએ સરકાર પરવાનગીથી ગૌરક્ષા લૉટરી કાઢી હતી તેમાંથી ઢોરને ઘાસ નાખવા માટે, વડોદરામાં ઢોરનો વાડો ( કેટલ કૅમ્પ ) શરૂ કરવા માટે અને બીજે ઠેકાણે ઢોરના વાડાને મદદ કરવા માટે એક લાખ રૂપિયા જેટલી મોટી રકમ એકઠી થઇ હતી; અને એ જ પ્રમાણે અમરેલીમાં એક મોટું ફંડ કરી તે વખતના સૂબા નારાયણ કેશવ અલોનીએ અમરેલીમાં નમૂનેદાર ઢોરનો વાડો કર્યો હતો.

રોકડ મદદ.

રોકડ પૈસાની મદદની મોટા પ્રમાણમાં જરૂર ન હતી પરંતુ કેટલેક ઠેકાણે આબરૂદાર પણ ગરીબ કુટુંબો અને તેમાં ખાસ કરીને વિધવાઓ અને ઘરડાં માણસોને દાણાની અગર દાણા લેવા માટે પૈસાની મદદ કરવાની જરૂર હતી. ખાસ કરીને વડોદરા શહેરમાં આવાં વધારે માણસો હતાં. તે સર્વને માટે પણ બનતી તજવીજ કરવામાં આવી હતી. એવી મદદ કરવા માટે એકંદર દાણા માટે રૂ. ૨૪,૨૨૫, કપડાં માટે રૂ. ૨,૯૭૦ અને ધારી તથા અમરેલીમાં શરૂ કરેલાં અનાથગ્રહોને સહાય આપવા માટે રૂ. ૫,૬૦૦ વપરાયા હતા.

પાક નિષ્ફળ જવાથી સરકારે ખેડુત લોકોને રાહત આપવા માટે રૂ. ૨,૧૦,૦૩૭નુ મહેસુલ માંડી વાળ્યું હતું, તથા રૂ. ૩૬,૧૧,૫૨૦નુ મહેસુલ આગળ ઉપર મુલતવી રાખવા હુકમ કર્યો હતો. ઘાસ તૈયાર કરવા લોકોને ઉત્તેજન આપવા માટે પાણી વેરો અને બીજા વેરા વડોદરા, કડી અને અમરેલી પ્રાંતોમાં માફ કરવામાં આવ્યા હતા; તેથી સરકારને રૂ. ૫૯૯૨ જેટલું મહેસુલનું નુકસાન થયું હતું.

ખોરાકની તથા જીવનવ્યવહારની બીજી ઘણી વસ્તુઓના ભાવ હદપાર ચઢી ગયેલા હોવાથી રૂ. ૩૦થી ઓછા પગારવાળા સરકારી નોકરને રૂ. ૨ મોંઘવારી એલાવન્સ આપવામાં આવતું હતું. સરકારને આ મોંઘવારી એલાવન્સનો ખર્ચ રૂ. ૬,૦૮,૬૯૬ થયો હતો.

ખાનગી દાન.

આવા સંકટના પ્રસંગે રાજ્યના શ્રીમંત અને સખી ગૃહસ્થોએ પોતાના હાથ લંબાવી લોકો તથા ઢોરોને મદદ આપવા માટે જે ઉદારતા બતાવી હતી તે તેમને માટે પ્રસંશાજનક હતી. પેટલાદના પરોપકારી શેઠ રમણલાલ કેશવલાલ તથા શેઠ બુલાખીદાસ નારણદાસ તરફથી સસ્તા અનાજની દુકાન ચલાવવામાં રૂ. ૩૦,૦૦૦ ખર્ચવામાં આવ્યા હતા. આ અને તેમનાં બીજાં

## પ્રકરણ ૯

### કંટ્રોલ

સન ૧૯૧૭ની સાલમાં વડોદરા રાજ્યમાં તેમ જ આખા ગુજરાત અને કાઠિયાવાડમાં દુષ્કાળ અને

કંટ્રોલનો ઇતિહાસ

કમી પાકને લીધે અનાજનો જથ્થો જોઇએ તેટલો ન હતો તેનો લાભ લઇ અનહદ નફો મેળવવા માટે કેટલાક વેપારીઓ માલ દબાવી રાખતા અને જે વેચતા તે ઘણા જ ભારે ભાવથી વેચતા. આથી ગરીબ અને મધ્યમ વર્ગના તેમ જ નાના પગારના નોકરોની સ્થિતિ કફોડી થઇ હતી. આ વિશેષ મોંઘવારીના કારણો શોધી કાઢવા અને તે દૂર કરી અનાજ જેવી જરૂરી ચીજોના ભાવ કેવી રીતે કમી કરી શકાય એ વિષે ઉપાયો સૂચવવા માટે સન ૧૯૧૭ના નવેંબર માસમાં શ્રીમંત મહારાજા

સાહેબે એક સમિતિ નીમી હતી. આ સામતિએ પૂરતી તપાસ કર્યા પછી સન ૧૯૧૮ના ફેબ્રુઆરી માસમા નિવેદન સાદર કર્યું તેમાં જે ભલામણો કરવામાં આવી હતી એમાં એક એવી હતી કે કે આખા રાજ્યને માટે વેચાણભાવ ઉપર અંકુશ મૂકનાર એક અમલદાર ( પ્રાઇસ કંટ્રોલર )ની નિમણુક કરવી અને તેને વેપારીઓને વ્યાજબી નફો મળે એ પ્રમાણે વખતોવખત અનાજ વગેરેના વેચાણભાવ ઠરાવી આપવાની અને કોઇ વેપારી વધારે ભાવ ખાવા માટે લુચ્ચાઇથી અનાજ સંતાડી રાખતો હોય અથવા ઠરાવેલા ભાવ કરતાં વધુ લેતો હોય તેનો .રૂ. ૫૦ દંડ કરવાની સત્તા આપવી. સમિતિની ભલામણો મંજૂર કરી શ્રીમંત મહારાજા સાહેબે મી. આર. સી. વીટનેક, એમ. એ. જેમના હવાલામાં વેપારઉદ્યોગ અને ખેડીવાડી ખાતા હતાં તેમની તા. ૯ માર્ચ ૧૯૧૮ના રોજ પ્રાઇસ કંટ્રોલર તરીકે નિમણુક કરી હતી.

તે વખતે યુરોપમા મોટું યુદ્ધ ચાલતું હોવાથી લડાઇને માટે લઇ જવાના સામાન માટે રેલવેના ડબા તેમ જ સ્ટીમરોનો વિશેષ ઉપયોગ કરવો પડતો હતો. વળી હરહંમેશના વહીવટ પ્રમાણે મુંબઇ વગેરે ઠેકાણે કોલસા સ્ટીમરોમાં આવતા તે સ્ટીમરો બીજા કામમા રોકાયાથી રેલવે મારફત મંગાવવાની જરૂર પડવાથી

રેલવેના ડબા કોલસા લઈ આવવામાં પણ વિશેષ રોકાતા. આથી અનાજ વગેરે ખાદ્યખોરાકીની ચીજો એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવા માટે રેલવેના ડબા મળવાને ભારે મુશ્કેલી નડતી હતી. થોડા જ વખતમા પ્રાઇસ કંટ્રોલરને માલુમ પડ્યું કે વેચાણભાવ ઉપર અંકુશ રાખી તેમા વધઘટ કરવા કરતા બહારથી માલ લઈ આવવાની સવડ કરી આપવી એ વધારે સારું છે દુષ્કાળ ન હોય એવા સાધારણ વર્ષોમા પણ વડોદરા રાજ્યમા લોકોને ખાવા માટે જોઈએ તે કરતા અડધું અનાજ પાકે છે અને બાકીનુ બહારથી લાવવું પડે છે, કારણ કે કપાસ, તેલી બિયા, તમાકુ અને એવા જ બીજા રોકડ પૈસા મળે તેવા પાકની ખેતી દિનપ્રતિદિન વધતી જઈ અનાજની ખેતી કમી થતી જાય છે. આ હિસાબે દરેક મહિને લગભગ ૫,૦૦,૦૦૦ બંગાળી મણ અથવા ૧૮,૩૭૦ ટન જેટલું અનાજ બહારથી લાવવું પડે છે તો પછી કમી પાકના વખતમાં તો બહારથી વધારે લાવવુ પડે એ દેખીતું છે

આ વાત વિચારમાં લઈ કંટ્રોલરે એક એવી યોજના રજૂ કરી કે જો રાજ્યના અનાજના મોટા વેપારીઓ ઠરાવી આપેલા નફાથી અનાજ વેચવાનુ માથે લે તો તેમને બહારથી અનાજ મંગાવવા

સરકારે નાણાં ધીરવાં; નવો ખરીફ પાક તૈયાર થાય તે પહેલાં એટલે જૂનથી ડીસેંબર માસ સુધી અનાજનો જે જથ્થો રાજ્યમાં સિલક હોય તે ખ્વાનગી જકાત નાખી બહાર જવા દેવો નહિ; અને અનાજનું વાવેતર વધે એટલા માટે જે ખેડુત અગાઉના કરતાં વધારે પ્રમાણમાં અનાજની ખેતી કરે તેને ઉત્તેજન તરીકે ગામ પંચાયત મારફત ઈનામો આપવાં. આ યોજના પૈકી નાણાં ધીરવાની તથા અનાજના વિશેષ વાવેતર માટે ઇનામો આપવાની ભલામણ મંજુર કરવામા આવી હતી પરંતુ અનાજની રવાનગી ઉપર જકાત નાખવી એ વડોદરા રાજ્યે ગ્રહણ કરેલી રાજ્યનીતિથી વિરૂદ્ધ હોવાથી તે ખાબતની ભલામણ પૂરેપુરી ન સ્વીકારતાં માત્ર થોડા વખત માટે એક અપવાદ તરીકે ઘઉંની પેદાશવાળા અમરેલી તથા કડી પ્રાંતમાં ફક્ત ઘઉંની રવાનગી ઉપર ૫૦ ટકા જેટલી રવાનગી જકાત લેવાનુ તેના વેચાણભાવ મીજાન ઉપર આવતા સુધીને માટે મંજૂર કરવામાં આવ્યું હતું.

અનાજની અછત અને મોઘવારીનો પ્રશ્ન આ વખતે માત્ર વડોદરામાં જ નહિ પણ આખા હિંદુસ્તાન-માં હોવાથી, અનાજની રવાનગી પર અંકુશ રાખવા અને તે એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાની બને તેટલી સવડ કરી આપવા, આ પછી થોડા જ

વખતમાં આખા હિંદુસ્તાનના જુદા જુદા ઇલાકા માટે બ્રિટિશ સરકારે ડાયરેક્ટર ઑફ સિવિલ સપ્લાઇઝની નિમણુક કરી હતી. એટલે સન ૧૯૧૮ના ઑગસ્ટ માસમાં મી. વીટનેકની નિમણુક પણ વડોદરા રાજ્યના ડાયરેક્ટર ઑફ સિવિલ સપ્લાઇઝ તરીકે મંજૂર રાખવામાં આવી હતી. પ્રાઇસ કંટ્રોલર અને ડાયરેક્ટર ઑફ સિવિલ સપ્લાઇઝ તરીકે મી. વીટનેકે સન ૧૯૧૯ના માર્ચ માસની ૧૭મી તારીખ સુધી કામ કર્યા પછી તેમની તબિયત બગડવાથી તે રજા ઉપર ગયા અને સન ૧૯૧૯ના માસની ૧૪મી તારીખે દુર્ભાગ્યે મુંબઇમાં બળિયાથી મૃત્યુ પામ્યા. તેમની રજાની મુદતમાં તેમના હોદ્દાનું કામ હું કરતો હતો અને તેમના અવસાન પછી હજૂરે ફૅમિન કમિશનર તરીકેના મારા કામ ઉપરાંત પ્રાઇસ કંટ્રોલર અને ડાયરેક્ટર ઑફ સિવિલ સપ્લાઇઝ તરીકે મને નીમ્યો હતો. એ જગ્યા ઉપર સન ૧૯૨૦ના એપ્રિલ આખર સુધી મેં કામ કર્યા પછી કંટ્રોલખાતું બંધ થયું ત્યારે મારી બદલી ન્યાયખાતામાં સર ન્યાયાધીશ તરીકે કરવામાં આવી હતી.

સન ૧૯૧૮ની સાલનું ચોમાસું વડોદરા રાજ્ય માટે તેમ જ આખા હિંદુસ્તાન માટે નિષ્ફળ નીવડયું હતું. સન ૧૯૧૮ના સપ્ટેંબર આખરે

માલમ પડયું કે ખરીફ પાક થશે નહિ. અનાજના ભાવ પણ ઝપાટાબંધ વધવા માંડયા. બહારથી માલ લઇ આવવાને રેલવેના ડબાની મુશ્કેલી તો હતી જ પણ તે ઉપરાંત હવે બહારથી પુરતું અનાજ મેળવવાની નવી મુશ્કેલી ઉભી થઇ. ઇંડિયા કાઉન્સિલના સભાસદ ઓન. સર ક્લોડ હીલ, એમના પ્રમુખપદે આખા હિંદુસ્તાનના ડાયરેકટર્સ ઑફ સિવિલ સપ્લાઇઝની સમિતિ દીલ્હીમાં મળી હતી તેમાં આખરે એવો નિર્ણય થયો હતો કે આખા હિંદુસ્તાનમા કટોકટીનો મામલો આવી પડેલો હોવાથી જ્યાં વધારે પાક થયો હોય ત્યાંથી વધારાનો પાક કમી પાકવાળા પ્રદેશમાં મોકલવાની કંઇ ગોઠવણ થવી જોઇએ. તે ઉપરથી આખા દેશની પેદાશ ઉપર અંકુશ રાખી યોગ્ય વ્યવસ્થા કરવા માટે હિંદુસ્તાન સરકારે સન ૧૯૧૮ના નવેંબરમાં આખા હિંદુસ્તાન માટે ફુડ સ્ટફ કમિશનરની નિમણુક કરી હતી, અને આખા હિંદુસ્તાનમાં જે ઇલાકામા ઘઉં અને ચોખાની વધારે પેદાશ થતી હોય અને જ્યાં તે જરૂર કરતાં વધારે જથ્થામાં સિલક હોય ત્યાંથી એવો માલ તંગીવાળા ઇલાકામા જોઈતા પ્રમાણમાં મોકલી આપવા માટે બંદોબસ્ત કરવાનો અને ચોખા તથા ઘઉંનો વેચાણભાવ વખતોવખત નક્કી કરી જે તે ઇલાકા કે રાજ્યના ડાયરેકટર ઑફ સિવિલ સપ્લા-

ઇઝની માગણી પ્રમાણે પસંદ કરેલી વેપારી પેઢીઓ મારફત અનાજ ખરીદ કરાવી રવાના કરવાનો અધિકાર ફૂડ કમિશનરને આપવામાં આવ્યો હતો.

પ્રથમ ચોખા અને ઘઉં ઉપર જ કંટ્રોલ હતો પણ પાછળથી ચણા ઉપર પણ મૂકવામા આવ્યો હતો. બાકીના અનાજ ઉપર કંટ્રોલ નહિ હોવા છતા પણ કેટલાક ડાયરેકટર્સ ઓફ સિવિલ સપ્લાઇઝ બાજરી તથા એવું જ બીજું કંટ્રોલ વિનાનું અનાજ પણ ઘણા ઓછા પ્રમાણમાં પોતાના ઇલાકાની બહાર જવા દેતા. આથી ખાસ કરીને પશ્ચિમ હિંદુસ્તાન કે જ્યા દુષ્કાળ ચાલતો હતો ત્યાં આવી જાતના અનાજની મોટા પ્રમાણમાં અછત થઈ હતી અને તેને પરિણામે બાજરી જેવી ગુજરાત અને કાઠિયાવાડની હરહંમેશની ખોરાકીની વસ્તુનો ભાવ મણના બે રૂપિયાથી વધીને સાત રૂપિયા સુધી પહોચ્યો હતો અને તુવેરની દાળ અઢી રૂપિયે મણ વેચાતી હતી તેનો ભાવ વધીને સાત રૂપિયા થઇ ગયો હતો. ખાવાના અનાજનો પ્રશ્ન દિવસેદિવસે વધુ ગંભીર રૂપ પકડતો ગયો અને ગરીબોની મુશ્કેલી અસહ્ય થઈ પડી. આથી હિંદુસ્તાન સરકારે સન ૧૯૧૯ના જાન્યુઆરી માસમાં હુકમ કરી ચોખા, ઘઉ અને ચણા સિવાયના બીજા તમામ જાતના અનાજ ઉપરથી અંકુશ દૂર કરવા ઠરાવ્યું હતું. પરંતુ આવી છૂટ મૂકયા છતાં પણ બહારથી માલ લાવનાર વેપારીઓ તેનો ભાવ

વધારી દઇ બેહદ નફો કરે નહિ તેટલા માટે એવું પણ ઠરાવવામા આવ્યું હતુ કે જે તે ઇલાકાના ડાયરેકટર ઑફ સિવિલ સપ્લાઇઝ વેચાણભાવ ઠરાવી આપે તે પ્રમાણે માલ વેચવાની સરત પાળવા કબૂલ હોય તેવા વેપારીઓને જ બાજરી વગેરે અનાજ બહારથી લઇ આવવા માટે રેલવેના ડબાના પાસ આપવા અને ડાયરેકટર ઑફ સિવિલ સપ્લાઇઝના પાસ વગર રેલવેવાળાઓએ માલ લાવવા માટે કોઇને ડબા આપવા નહિ

બાજરી વગેરે અનાજ જ્યા પાકતું હોય ત્યાથી અહી લઇ આવવાની છૂટ થવાથી બજારમા તેનો જથ્થો વધતો ગયો, કારણ કે કરી આપેલી સવડથી ઘણા વેપારીઓ બીજા પ્રાતોમાથી મોટા જથ્થામા બાજરી તથા દાળ મંગાવી શકયા હતા અને તેના પરિણામે બાજરીનો વેચાણભાવ ઘટીને શરૂઆતમા મણનો સાત રૂપિયા હતો તે પાચ અને છેવટે ચાર રૂપિયા થયો હતો.

મેસર્સ કીલાચદ દેવચદની કંપનીને આપેલો કંટ્રાક્ટ.

બહારથી મોટા જથ્થામા ઘઉ અને ચોખા મગાવવાના હોવાથી વેપારીઓને નાણાની મોટી રકમ રોકવી પડે. તેવો કોઇ વેપારી વડોદરા રાજ્યમા નહિ મળી શકવાથી કંટ્રોલ ખાતાએ એક એવી યોજના રજૂ કરી હતી કે, જાણીતા સદ્ધર વેપારીઓ

અથવા વેપારીમંડળો બહારથી અનાજ મંગાવી રૂપિયે એક આના પ્રમાણે નફો ખાઇ વેચવાનું કબૂલ કરે તો તેમને સરકારે વ્યાજના હલકા દરથી નાણાં ધીરવાં; અને લોકસેવા કરવાની ભાવનાવાળા શહેરીઓ સસ્તા અનાજની દુકાનો કાઢવા માટે તૈયાર હોય તો તેમને અનાજ ખરીદવા માટે વગર વ્યાજે નાણાં ધીરવાં. શ્રીમંત મહારાજા સાહેબે આ યોજના મંજૂર કરી પરંતુ તેનો લાભ લેવા કોઇ આગળ આવ્યું નહિ. વળી ફૅમિન કમિશનરે સગવડ કરી આપ્યા પ્રમાણે આ રાજ્યના ખપ માટે જોઇતા જથામાં ઘઉં અને ચોખા મંગાવવાની તજવીજ કરવાની હતી. જો મહાલ કે પ્રાંતના સ્થાનિક વેપારીઓ પોતાના મહાલ કે પ્રાંત માટે જોઇતા પ્રમાણમાં તે મંગાવી લેવાનું કામ ઉપાડી લે તો ઘણી સુગમતા થાય તેમ હતું તેથી ડાયરેક્ટર ઑફ સિવિલ સપ્લાઇઝે ચારે પ્રાંતના સૂબા, વડોદરા શહેરના સુધરાઇ કામદાર અને રાજ્યના મોટા વેપારીઓને તા. ૨૩-૧૦-૧૯૧૮ના રોજ વડોદરા મુકામે ભેગા કરી સન ૧૯૧૮ના નવેંબર માસમાં જોઇતા માલનો જથ્થો (૪૬૦ ડબા ઘઉં અને ૫૨૦ ડબા ચોખા) રાજ્યમાં વેચવા માટે લાવવા તેમની સાથે વાટાઘાટ કરી; પરંતુ એ કામ માટે જરૂરનાં નાણાંની મોટી રકમ રોકી એ કામ ઉપાડી લેવા માટે કોઇ આગળ આવ્યું નહિ તેથી મુંબઇના કોઇ વેપારીને ઉભો કરી આ કામ સોંપવાની-

જરૂર પડી; મુંબઇની કેટલીક પેઢીઓ સાથે પત્રવ્યવહાર કરતાં કોઇ માફકસર સરતોથી કામ ઉપાડી લેવા કબૂલ થયું નહિ તેથી મુંબઇના પ્રખ્યાત સીડ મર્ચન્ટ મેસર્સ હીલાચંદ દેવચંદની કંપનીને સરકાર તરફથી આગ્રહ કરી આ કામ ઉપાડી લેવા કહેવામા આવ્યું અને તે પાટણના રહીશ હોવાથી તેમણે કબૂલ કર્યું તેથી આખા રાજ્ય માટે ઘઉં તથા ચોખા ખરીદી લાવનાર તથા વેચનાર એજન્ટ તરીકે તેમને નીમવામાં આવ્યા હતા. આ પેઢી સાથે જે કરાર કરવામા આવ્યો હતો તેમાં મુખ્ય સરતો એ હતી કે બહારથી વડોદરામા અનાજ લાવવા તેમણે ૩૦ લાખ રૂપિયા રોકવા; રેલવે માર્ગે માલ આવે તેમાં ઘટ થાય તેની ખોટ તેમણે સોસવી; પોતાને ખર્ચે રાજ્યમા જુદાં જુદાં સ્થળોએ ચોખા તથા ઘઉના વેચાણ માટે ૩૬ વખારો ઉઘાડવી; દરેક મહિને ડાયરેક્ટર ઑફ સિવિલ સપ્લાઇઝ ફરમાવે તે પ્રકારનો અને તેટલો માલ મંગાવવો, અને છૂટક તથા જથાબંધ માલના વેચાણ પર રૂપિયે અરધો આનો કમિશન ચઢાવી, ડાયરેક્ટર ઑફ સિવિલ સપ્લાઇઝ ભાવ નક્કી કરી આપે તે ભાવથી ઘઉં તથા ચોખા વેચવા. આવા કટોકટીના વખતમાં શેઠ હીલાચંદ દેવચંદની કંપનીએ આ કામ ઉપાડી લીધુ તેનુ પરિણામ ઘણું સારું આવ્યું હતું. એ કંપનીએ પોતાનુ કામ ઘણી પ્રમાણિક અને સંતોષકારક રીતે બજાવ્યું હતું. તેમની ભારે

આંટને લીધે તે બહારનાં બજારોમાંથી સસ્તામાં સસ્તા ભાવથી માલ લઇ આવતા તેથી વડોદરાના લોકોને આવી તંગીના વર્ષમાં પણ સસ્તા ભાવે જોઇએ તેટલા ઘઉં તથા ચોખા મળવા લાગ્યા. પોતાના કંટ્રાકટની મુદતમાં કંપનીએ ૭,૧૩,૯૯૨ બંગાળી મણ ચોખા, ૩,૭૦,૯૯૦ બંગાળી મણ ઘઉં અને ૧૮,૦૫૧ મણ દાળ મળી એકંદર રૂ. ૯૩,૫૨,૭૫૦નો માલ રાજ્યના લોકોના ઉપયોગ માટે બહારથી આણ્યો હતો અને તે બધો ખપી ગયો હતો, એ પરથી સહેજ ખ્યાલ આવી શકશે કે અનાજ બહારથી લઇ આવવાની કેટલી બધી જરૂર હતી.

ઓખામંડળ માટે વિશેષ તજવીજ.

ચોમાસાની રૂતુમાં દરિયા કિનારે આવેલા ઓખામંડળ અને કોડીનાર મહાલોમાં મછવા કે આગબોટ જઇ શકે તેમ નહિ હોવાથી ત્યાં આખું ચોમાસું ચાલે તેટલા જથ્થામાં ચોખા તથા ઘઉં ભરી રાખવાની જરૂર હતી, તેથી સન ૧૯૧૯ના મે માસમાં મેસર્સ ડીલાચંદ દેવચંદની કંપની મારફત ૧૧,૩૦૦ ગુણ ચોખા અને ૭,૧૫૪ ગુણ ઘઉં દ્વારકાં મોકલવામાં આવ્યા હતા; અને કોડીનાર મહાલની જરૂરિયાત પ્રમાણમાં કમી હોવાથી મુંબઇના ડાયરેકટર ઑફ સિવિલ સપ્લાઇઝ સાથે

એવી ગોઠવણ કરી હતી કે મુંબઇના વેપારીઓ મારફત જોઇતા જથ્થામાં માલ બારોબાર રવાના કરવો.

વેચાણભાવ.

મેસર્સ કીલાચંદ દેવચંદની કંપનીએ ખરીદ કરેલા ઘઉં તથા ચોખાના વેચાણભાવ ભરતિયાં રજૂ કરેથી તે તપાસી ડાયરેકટર ઑફ સિવિલ સપ્લાઇઝ વખતોવખત ઠરાવી આપતા હતા અને એ સિવાયનો બીજો માલ સ્થાનિક વેપારીઓ મંગાવે તેના વેચાણ-ભાવ મહાલના વહીવટદારો ભરતિયાં જોઇ ઠરાવી આપતા. કોઇ વેપારી વેચાણ માટે માલ બહાર ન કાઢતાં આગળ ઉપર વધુ ભાવ લેવા સંઘરી રાખે અથવા વખતોવખત ઠરાવી આપેલા ભાવ કરતાં વધુ કિંમતે વેચે તો તેનો રૂ. ૧૦૦ સુધી દંડ કરવાનો અધિકાર પ્રાંતના સૂબા અને વડોદરા શહેરમાં સુધરાઇ કામદારને આપવામાં આવ્યો હતો.

વેચાણભાવ સરકાર તરફથી નક્કી થતો હોવાથી મેસર્સ કીલાચંદ દેવચંદની કંપનીએ તો માત્ર કમિશન જ લેવાનું હતું અને નફોનુકસાન સરકારને શિર હતું. પણ તેમની સાથે થયેલા કરારની મુદત પૂરી થયા પછી વખારમાં સિલક માલ રહે તે વેચી નાખતાં

ખોટ જાય તો તેનો ૯૦ ટકા જેટલો ભાગ સરકારે સોસવાનો હતો તેથી કંટ્રોલ પૂરો થાય ત્યારે કંઇપણ માલ સિલક ન રહે એવી રીતે કાળજી રાખીને માત્ર જરૂર હોય તેટલો જ માલ મંગાવવાનો હુકમ આપવામાં આવતો. કંટ્રાકટની મુદત પૂરી થવા આવી ત્યારે નવો માલ બિલકુલ ન મગાવતાં વખારોમાં સિલક હોય તે જ જ્યાં જરૂર હોય ત્યાં મોકલવામાં આવતો, અગર ભાવ ઘટાડી વેચી નાખવામાં આવતો. આ પ્રમાણે વેળાસર તજવીજ રાખવાથી કંટ્રાકટની મુદત પૂરી થઇ ત્યારે મેસર્સ કીલાચંદ દેવચંદની કંપનીની કોઇપણ વખારમાં અનાજ સિલક રહ્યું ન હતું અને તેથી સરકારને કંઇપણ ખરીદી લેવાની કે નુકસાન સોસવાની જરૂર પડી ન હતી.

ઘાસ ઉપર અંકુશ.

સન ૧૯૧૮ની સાલની ખેતીની મોસમ કમી વરસાદને લીધે નિષ્ફળ જવાથી નવસારી સિવાય બધા પ્રાંતોમા ઘાસની ઘણી તંગી હતી. મુંબઇ ઇલાકામાં પણ અહીંના જેવી જ ઘાસચારાની અછત હોવાથી મુંબઇ સરકારે બ્રિટિશ જીલ્લામાંથી ઘાસચારો પરહદમાં મોકલવાની મનાઇ કરી હતી. આવી સ્થિતિમાં દુષ્કાળવાળા કડી અને વડોદરા પ્રાંતો માટે જોઇતું ઘાસ માત્ર નવસારી

પ્રાંતમાંથી આવી શકતું. અમરેલી પ્રાંતમાં ગીરનું જંગલ હોવાથી ત્યાં ઘાસને માટે હાડમારી પડે એવો સંભવ ન હતો. બહારની માગણીઓને લીધે નવસારી પ્રાંતમાં ઘાસનો વેચાણભાવ એકદમ વધી ગયો. પાછલાં વર્ષોમાં ચારથી આઠ રૂપિયે હજાર પાઉન્ડ ઘાસ મળતું તેના હવે ચાળીસ રૂપિયા થયા હતા. વેપારીઓને આવો જબ્બર નફો લેતા અટકાવવા માટે સરકારને ઘાસના વેચાણની નિકાશ અને વેચાણભાવ ઉપર અંકુશ મૂકવાની જરૂર જણાયાથી સિલક ઘાસ ઉપર અંકુશ મૂકવામાં આવ્યો હતો અને ડાયરેક્ટર ઑફ સિવિલ સપ્લાઇઝે બી. બી. ઍન્ડ સી. આઇ. રેલવે સાથે એવો બંદોબસ્ત કર્યો હતો કે તેમના દાખલા વગર કોઇને વ્યારા અને સોનગઢથી રેલવેમાં ઘાસ ચઢાવવા ડબા આપવા નહિ. ઘાસના વેપારીઓને નુકસાન ન જતાં થોડો વ્યાજબી નફો મળે તે પ્રમાણે વ્યવસ્થા રાખી જુદી જુદી જાતના ઘાસનો ભાવ નવસારી પ્રાંત માટે દર હજાર પાઉન્ડના રૂ. ૧૪ થી ૨૭ સુધી ઠરાવવામાં આવ્યો હતો અને વડોદરા તથા કડી પ્રાંત માટે રૂ. ૨૪ થી ૨૬ રાખવામાં આવ્યો હતો. ઘાસના કંટ્રોલમાં મારા મદદનીશ ભાસ્કરરાવ ભાટે અને તે વખતના કૉન્ઝરવેટર ઑફ ફૉરેસ્ટ માડન શેઠ તરફથી ઘણી સારી મદદ થઇ હતી. સન ૧૯૧૯ની સાલના ચોમાસામાં

શરૂઆતથી જ નવું ઘાસ થવાનાં આશાજનક ચિહ્નો જણાયાથી ઘાસ ઉપર અંકુશ રાખવાની જરૂર રહી નહિ તેથી સન ૧૯૧૯ના ઑગસ્ટથી જ તે દૂર કરવામાં આવ્યો હતો.

મીઠા અને ઘાસલેટ ઉપર અંકુશ.

કમી પેદાશ અને રેલવે મારફત માલ લાવવા લઈ જવાની અગવડને લીધે જથ્થાબંધ માલની કમી સિલક એ વગેરે કારણોને લીધે મીઠું, ઘાસતેલ એ વગેરે દરરોજની વપરાશની વસ્તુઓના ભાવ પણ ઘણા ચઢી ગયા હતા. મીઠાનો વેચાણભાવ દર મણે ચૌદ આના હતો તે વધીને અઢી રૂપિયા થયો હતો અને ઘાસલેટનો ડબો અઢી રૂપિયે વેચાતો હતો તેના વધીને આઠ રૂપિયા થયા હતા અને આટલી ભારે કિંમતે પણ ઘણે ઠેકાણે બજારમાં તે મળતું નહિ. ગેરવાજબી નફો લેતા વેપારીઓને અટકાવવા અને પ્રજાને આ વસ્તુઓ વાજબી ભાવે મળે તેવી વ્યવસ્થા કરવા માટે પ્રાઇસ કંટ્રોલરને આ વસ્તુઓના ભાવ પણ ઠરાવવાની સત્તા આપવામાં આવી હતી. રજપૂતાનાની મીઠાની ખાણોમાં મીઠું નહિ મળવાથી તેમ જ બીજે ઠેકાણેથી પણ ઘણું કમી આવતું હોવાથી જે વેપારીઓ પાસે વધુ જથ્થામાં મીઠું પડયું હતું તેઓ તેનો વેચાણભાવ

વધારી ઘણો નફો ખાવા લાગ્યા હતા. ઘાસલેટના ભાવ વધી જવાનું કારણ એ હતું કે તે વખતે ચાલતી મોટી લડાઇને લીધે સ્ટીમરો મળતી નહિ હોવાથી કેરોસિન કંપનીઓ તરફથી નિયમિત અને પૂરતા જથ્થામાં ઘાસલેટ આવી શકતું નહિ. આ સઘળી મુશ્કેલીઓને પહોંચી વળવા માટે બ્રિટિશ મીઠાખાતા સાથે, કેરોસિન કંપનીઓ સાથે અને રેલવેના સત્તાવાળાઓ સાથે સહકાર કરી રાજ્યમાં બને તેટલા મોટા જથ્થામાં ઘાસલેટ તથા મીઠું આવે એ પ્રમાણે વ્યવસ્થા કરી હતી અને વેચાણભાવ ઉપર પણ અંકુશ રાખવામાં આવ્યો હતો. તેથી એ વસ્તુઓના ભાવ ઘટવા માંડયા અને જ્યારે પહેલાંના ધોરણ ઉપર આવી ગયા ત્યારે અંકુશ દૂર કરવામાં આવ્યો હતો. મીઠાના સંબંધમાં મીઠા-ખાતાના ડેપ્યુટી કમિશ્નર મી. મેક્સવેલ આઇ. સી. એસ., સી. આઇ. ઇ. તરફથી અને ઘાસલેટ સંબંધે, એશિયાટિક પેટ્રોલિયમ કંપનીના વડોદરાના એજન્ટ' મી. રતનજી જીવણજી દેસાઇ તરફથી આ મુશ્કેલીને પ્રસંગે સારી મદદ મળી હતી.

અનાજ ઉપર અંકુશ રાખવાની રીત નવી જ હોવાથી સ્વાભાવિક રીતે તેના પર ટીકા થતી હતી. એ અંકુશથી વેપારીઓને નફો કરી લેવાની તક મળી નહિ તેથી તેઓ બૂમાબૂમ કરે એ સ્વાભાવિક

હતું પણ રૈયત વર્ગના લોકો કે જેમના ભલા માટે આ વિશેષ પ્રકારની તજવીજ કરી હતી તે પણ શરૂઆતમાં ખડખડાટ કરતા હતા. રૈયત વર્ગના લોકોને તો થોડા જ વખતમાં સમજાયું કે સરકારે આ પગલું લીધું ન હોત તો વેપારીઓ ભારે નફો ખાવાની દાનતથી અનાજનો મોટો જથ્થો છુપાવી રાખી ભાવ ઘણા વધારી નાખત અને સરકારે દરમિયાનગીરી ન કરી હોત તો બહારથી અનાજ આવી શકત પણ નહિ; એટલે થોડા વખત પછી તેઓ કંટ્રોલનાં વખાણ કરવા લાગ્યા. પરંતુ વેપારીઓ તો 'અમને નુકસાન થાય છે, વેપાર પડી ભાગ્યો,' એવા પ્રકારની બૂમો છેવટ સુધી પાડતા જ રહ્યા હતા. જ્યારે તેમનું કાંઇ ચાલ્યું નહિ ત્યારે તેમણે લોકોમાં એવી વાત ફેલાવી કે સરકારનો હેતુ લોકોનું ભલું કરવાનો નહિ પણ વેપાર પોતાને હસ્તક કરી નફો મેળવવાનો છે; પરંતુ તેઓ ભૂલી જતા હતા કે આવી મુશ્કેલીના વખતમાં સરકારને થોડા વેપારીના ફાયદાને બદલે પ્રજાની મોટી સંખ્યાની હાડમારી દૂર કરવાનો વિચાર કરવાનો હતો. લોકોની સવડ ખાતર જ માત્ર ઘઉં, ચોખા અને ચણા એ ત્રણ વસ્તુઓ ઉપર કંટ્રોલ રાખવામાં આવ્યો હતો અને જ્યારે ભાવ ઘટીને પહેલાની સ્થિતિ ઉપર આવવા લાગ્યા ત્યારે તુરત જ તે દૂર કરવામાં આવ્યો હતો. કંટ્રોલ

જરૂર કરતાં એક પણ દિવસ વધુ રાખવામાં આવ્યો ન હતો અને ગરીબો તથાં નાના પગારના નોકરોને તો તે આશીર્વાદ સમાન થઈ પડયો હતો, કારણ કે તેના જ પ્રતાપે તે પોતાના દરરોજના ઉપયોગની વસ્તુઓ વાજબી ભાવે ખરીદી શકતા હતા. કંટ્રોલ ન હોત તો વેપારીઓ ભાવ અનહદ વધારી દઇ કેવળ નફો કરવામાં જ મશગૂલ રહેત અને પરિણામે લુંટફાટ અને ધાડો પાડવાના ખરાબ પ્રસંગો પણ કદાચ ઉભા થયા હોત.

સરકારનું સિંહાવલોકન.

કંટ્રોલ સંબંધી થયેલા કામના નિવેદનના સિંહાવલોકનમાં કંટ્રોલરની સેવાઓનો શ્રીમંત સરકારે નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો હતો. "આ મહત્વના ખાતાના અધિકારી તરીકે રાવ બહાદુર ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ જેવા કાર્યદક્ષ, ચાલાક અને પ્રમાણિક અમલદાર હોવાથી ઘણું સારું પરિણામ આણી શકાયું છે અને તે માટે તેમને સાખાશી ઘટે છે. × × × આ નવી જ જાતનું, કડાકૂટનું અને સખ્ત મહેનતનું કામ કરવા માટે સરકારે મી. વીટનેક તથા તેમના પછી રા. બ. ગોવિંદભાઇની પસંદગી કરી તેથી પરિણામ ઘણું સંતોષકારક આવ્યું છે."

આભાર.

મેસર્સ કીલાચંદ દેવચંદની કંપની તરફથી શેઠ છોટાલાલ કીલાચંદ તથા તેમના મદદનીશ નરહર વાસુદેવ કરમરકર વડોદરામાં રહી વખારો બરોબર ચલાવતા અને કંટ્રોલર તરફથી હુકમ થાય તે પ્રમાણે જે તે તજવીજ તાબડતોબ ઘણી સારી રીતે કરતા તેથી જ કંટ્રોલનું કામ ફત્તેહમંદ નીવડયું હતું માટે આ સ્થળે તેમના વખાણવાલાયક કામની નોંધ કરતાં મને આનંદ થાય છે. વળી એ જ પ્રમાણે મારી કચેરીના મદદનીશ મરહૂમ નરોતમ ખેમચંદ શાહ તથા સુપરિન્ટેંડેન્ટ બાપુસાહેબ ફડનીસ (હાલ વડોદરા પ્રાંત આબકારી સુપરિન્ટેંડેન્ટ) જેવા મહેનતુ, પ્રમાણિક અને સર્વ રીતે વિશ્વસનીય મદદનીશો મને મળ્યા હતા તેમનો પણ કંટ્રોલના કામની ફત્તેહમાં ભાગ હતો.



## પ્રકરણ ૧૦

### પ્રાંતમાં હજૂરસ્વારી.

રાજ્યમાં શ્રીમંતના પ્રવાસ.

પ્રજાની જરૂરિયાતોથી જાતે વાકેફ થવા તથા પ્રાંતમાં થતું કામ જાતે જોઇ તેમાં કોઇ જાતની ખામીઓ હોય તે દૂર કરવાના શુભ હેતુથી શ્રીમંત મહારાજા સાહેબે ગાદીએ આવ્યા ત્યારથી બનતા સુધી દરેક વર્ષે પ્રાંતમાં પ્રવાસ કરવાનો કાર્યક્રમ રાખ્યો છે. આ કાર્યક્રમ સગવડ પ્રમાણે લગભગ દોઢ બે માસ સુધીનો હોય છે અને તેમાં શ્રીમંત જુદી જુદી કોમના આગેવાનો, ગામના મુખીઓ તથા પંચાયતો અને સુધરાઈઓના સભાસદોને મુલાકાતનો લાભ આપી તેમની જરૂરિયાતો અને અગવડો સંબંધી હકીકત સાંભળી

તે દૂર કરવા પગલાં લે છે. શ્રીમંત મહારાજા સાહેબ ગામડાંની અંદરની નાનામા નાની વિગતો જાણવાની પણ ઘણી કાળજી રાખે છે. તેઓશ્રી સવારમાં ઘોડા ઉપર બેસી ગામડામાં ફરવા નીકળે છે ત્યારે પટેલો તથા ગામ લોકોને છૂટથી મળવા તથા વાતચીત કરવા ઉત્તેજન આપે છે.

આવા પ્રવાસ વખતે શ્રીમંત પોતાની સાથે કોઇ નાયબદીવાન અથવા તો તેઓશ્રી જેને પસંદ કરે તેવા બીજા કોઇ મોટા અમલદારને સાથે રાખે છે અને તે હજૂરશ્રીને તપાસણી વગેરે કામમા મદદ કરે છે. પ્રાતના સૂબા સ્વારીનો કાર્યક્રમ તૈયાર કરી હજૂરશ્રી પાસે પસંદ કરાવે છે અને હજૂરશ્રીના પ્રવાસ વખતે સાથે રહી અમલદારો જુદી જુદી કોમના આગેવાનો, સ્થાનિક સંસ્થાઓના સભ્યો વગેરેની મુલાકાતોનો બંદોબસ્ત કરે છે.

હજૂરતપાસણીકામદાર.

શ્રીમંતસ્વારી સાથે બે વખત મુખ્ય અમલદાર તરીકે જવાનો અને બે વખત સૂબા તરીકે સ્વારીની વ્યવસ્થા કરવાનો મારે પ્રસંગ આવ્યો હતો. સન ૧૯૦૮મા જ્યારે હું પોલીસ કમિશનર હતો ત્યારે અને સન ૧૯૨૭મા જ્યારે હું નાયબદીવાનના હોદ્દા પર

હતો ત્યારે મારે હજૂરસ્વારી સાથે વડોદરા પ્રાંતમાં હજૂરતપાસણીકામદાર તરીકે જવાનું થયું હતું. સન ૧૯૧૨ના એપ્રિલ માસમાં જ્યારે હું અમરેલી પ્રાંતમાં સૂબા તરીકે હતો ત્યારે અને સન ૧૯૧૫ માં હું કડી પ્રાંત સૂબા તરીકે હતો ત્યારે શ્રીમંતની પધરામણી એ પ્રાંતોમાં થઇ હતી. અમરેલી પ્રાંતમાં તો અ. સૌ. શ્રીમંત માતુશ્રી મહારાણી સાહેબ પણ સાથે હતાં. આવા પ્રવાસોમાં હંમેશ મુજબ સ્થાનિક અમલદારો, પંચાયતોના સભાસદો, સુધરાઈ અને કોમોના આગેવાનો અને વકીલોની શ્રીમંત મહારાજા સાહેબ મુલાકાત લેતા; તેઓશ્રીની સ્વારી જે ગામે જાય ત્યાંના પટેલો, મતાદારો અને આગેવાનોને મુલાકાતનો લાભ આપી સહાનુભૂતિપૂર્વક તેમની હકીકત સાંભળી તેમની અગવડો અને મુશ્કેલીઓ દૂર કરવાનું આશ્વાસન આપતા; અને બાળલગ્નપ્રતિબંધક નિબંધ તથા ફરજિયાત કેળવણીના કાયદાનું બરાબર પાલન થાય છે કે નહિ તેની તેઓશ્રી બારીક તપાસ કરતા. આવી મુલાકાતોથી લોકો ઘણા ખુશી થતા અને પોતાની જરૂરિયાતો તથા દુઃખોની ફરિયાદ રાજપિતા પાસે જ કરવાની તક આપવા માટે શ્રીમંત મહારાજા સાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માનતા હતા.

અમરેલી પ્રાંતનો પ્રવાસ.

સન ૧૯૧૨માં અમરેલી પ્રાંતમાં દુષ્કાળ પડ્યો હતો. સૂબા તરીકે એ પ્રાંતમાં થોડા દિવસ ઉપર જ હું આવ્યો

હતો અને આવ્યા પછી તરત દુષ્કાળ સંબંધી સ્થિતિ જોવા માટે ઓખામંડળ તરફ ગયો હતો. ત્યાં મને વડોદરેથી ખાનગીકારભારીનો તાર મળ્યો કે શ્રીમંત મહારાજા સાહેબ તથા અ. સૌ. શ્રીમંત મહારાણી સાહેબની સ્વારી દસ દિવસમાં અમરેલી પ્રાંતમાં પધારશે માટે તેઓશ્રીનો પ્રાતમાં ફરવાનો કાર્યક્રમ ગોઠવી પસંદગી માટે મોકલવો તથા સ્વારીના આગમનને અંગે યોગ્ય બંદોબસ્ત કરવો. મેં તરત જ કાર્યક્રમ ઘડી મોકલ્યો અને સ્વારીનો બંદોબસ્ત કરવા માટે તાબડતોબ અમરેલી આવ્યો. તે વખતે ખીજડિયા ધારી રેલવે બાંધવાનું કામ પૂરું થયું હતું પરંતુ તે પાસ કરી ગાડીઓ ચાલુ કરવાની મંજૂરી થવાની બાકી હોવાથી ટ્રાફિકનો વ્યવહાર ચાલુ થયો ન હતો. ગોંડલ રેલવેના ચીતળ સ્ટેશનેથી પગરસ્તે અમરેલી આવી શકાતું હતું તે અગિયાર માઇલ દૂર હતુ. હજૂરસ્વારીને પગરસ્તાની અગિયાર માઇલની મુસાફરી કરવાની તકલીફ ન પડે એટલા માટે મેં મારી જોખમદારી ઉપર વિશેષ ગોઠવણ કરી હજૂરશ્રીને ખીજડિયા ધારી રેલવે રસ્તે ખીજડિયાથી અમરેલી સ્ટેશને લાવવા નક્કી કર્યું અને ખાનગીકારભારીને એ પ્રમાણે વ્યવસ્થા કરેલી હોવાની ખબર આપી દીધી. શ્રીમંત મહારાજા સાહેબ તથા અ. સૌ. શ્રીમંત મહારાણી સાહેબની સ્પેશિયલ ગાડી માર્ચ માસની એક ખુશનુમા સવારે ખીજડિયા સ્ટેશને આવી

પહોંચી અને અડધો કલાક આ નાસ્તા માટે રોકાઇ ઘણી ધીમેથી અને સંભાળપૂર્વક નવી રેલવેપર અમરેલી આવવા રવાના થઇ હતી. અમરેલી સ્ટેશનને ધજા-પતાકા અને આસોપાલવનાં તોરણ તથા ફૂલથી સુંદર રીતે શણગારવામાં આવ્યું હતું, અને હજારો પ્રજાજનોની મેદની શ્રીમંત મહારાજા સાહેબ અ. સૌ. શ્રી માતુશ્રી મહારાણી સાહેબ સાથે પહેલી જ વાર એ પ્રાંતમાં પધારતા હોવાથી ઉમંગભેર દર્શન કરવા તથા આવકાર આપવા ભેગી થઇ હતી.

શ્રીમંતની ભાવનગરની મુલાકાત.

ભાવનગરના નામદાર મહારાજા સાહેબનો વિચાર શ્રીમંત મહારાજા સાહેબ તથા અ. સૌ. શ્રી. માતુશ્રી મહારાણી સાહેબની અનુકૂળ સ્થળે મુલાકાત લઈ તેઓશ્રીના પાટનગર ભાવનગરમાં પધારવા આમંત્રણ કરવાનો હોવાથી ભાવનગર રાજ્યના દીવાન સાહેબ મે. (હાલ સર) પ્રભાશંકર પટણીએ શ્રીમંતના અમરેલી પ્રાંતના કાર્યક્રમથી વાકેફ રાખવા મને લખ્યું હતું. તેથી શ્રીમંતને મેં આ વાત જણાવી તેઓશ્રીની મરજી પૂછી લીધી હતી. આમંત્રણ સ્વીકારવાની તેઓશ્રીની ઇચ્છા હોવાથી ભાવનગરના નામદાર મહારાજા સાહેબે રીતસર આમંત્રણ કરવા માટે આવવા સારુ અમરેલીના કાર્યક્રમનું છેલ્લું સ્થળ દામનગર ઠરાવી

તે પ્રમાણે મેં ભાવનગર ખબર આપી હતી. તે તે પ્રમાણે ઠરાવેલે દિવસે અને વખતે ભાવનગરના નામદાર મહારાજા સાહેબે પોતાના રસાલા સાથે દામનગર પધારી શ્રીમંતની મુલાકાત લીધી; અને રીત પ્રમાણે પાનસોપારી છાબડીની વિધિ થયા પછી આમંત્રણ આપ્યું તે શ્રીમંત તરફથી સાભાર સ્વીકારાયું. તે પછી હજૂરસ્વારી વડોદરા તરફ પાછી વળતાં શ્રીમંત મહારાજા સાહેબે અ. સૌ. શ્રી માતુશ્રી મહારાણી સાહેબ, (અને વડોદરેથી ખાસ બોલાવેલા) રાજકુમાર જયસિંહરાવ તથા રાજકુમારી ઇંદિરા રાજા અને દીવાન બી. એલ. ગુપ્તાને સાથે લઇ ભાવનગરની મુલાકાત લીધી હતી. ભાવનગર રાજ્યે શ્રીમંતનું તેઓશ્રીના મોટા દરજ્જાને શોભે તેવું ભારે સ્વાગત કર્યું હતું. હજૂરસ્વારી સન ૧૯૧૨ના એપ્રિલ માસની ૪થી તારીખે વડોદરા મુકામે પરત પધારી હતી. આ પ્રવાસમાં હજૂર શ્રી સાથે ફેમિન કમિશનર તરીકે (હાલ સર) મનુભાઇ મહેતા, પ્રાઇવેટ સેક્રેટરી તરીકે રા. બ. આબેગાંવકર અને ડૉકટર તરીકે ડૉ. બાલાભાઇ નાણાવટી હતા. તેઓ સર્વે એમ ધારતા હતા કે મારે પણ ભાવનગર હજૂરશ્રી સાથે જવાનું થશે પરંતુ તેમની એ ધારણા ખરી પડી ન હતી. દામનગર સ્ટેશનથી શ્રીમંતની સ્પેશિયલ ભાવનગર જવા માટે ઉપડવાની તૈયારીમાં હતી તે વખતે તેઓશ્રીએ

મને નજીક બોલાવી કહ્યું, "ગોવિંદભાઈ, તમે જે ઉત્તમ વ્યવસ્થા કરી તેને માટે તમારો આભાર માનું છું. રામ રામ." એ પછી તરત સ્પેશિયલ ભાવનગર તરફ રવાના થઇ ગઇ. મને ભાવનગર સાથે નહિ લઇ જવાનો શ્રીમંતનો હેતુ મને પાછળથી સમજાયો હતો. તેઓશ્રીની ઇચ્છા મને અમરેલી જેવા નાના પ્રાંતમાંથી તુરત બદલી કડી પ્રાંતમાં નીમવાની હોવાથી ભાવનગર પહોંચતાં જ તેઓશ્રી તરફથી મારી રૂ. ૧૦૦ની બઢતી સાથે કડી પ્રાંત સૂબા તરીકે બદલી કર્યાનો હુકમ તારથી મળ્યો હતો.

પટેલોનો દરબાર.

આ પ્રવાસ દરમિયાન એક બનાવ સાધારણ છતાં પટેલો તથા પંચાયતોના સભાસદો વગેરેની હજૂર આગળ મુલાકાત કરાવતી વખતે અમલદારોએ ધ્યાનમાં રાખવા જેવો હોવાથી અત્રે જણાવું છું. શ્રીમંત મહારાજા સાહેબની સ્વારી અમરેલી પધારી તેને બીજે દિવસે કાર્યક્રમમાં ઠરાવ્યા પ્રમાણે અમરેલી મહાલના પટેલોનો દરબાર ભરવામાં આવ્યો હતો. આ દરબારમાં તાલુકાનાં જુદાં જુદાં ગામોના બાવન પટેલો હતા. હું એ પ્રાંતમાં નવો જ હોવાથી મને તેમના નામની કે કોણ કયા ગામના છે તેની ખબર ન હતી. કદાચ શ્રીમંત મને કોઇ પટેલના ગામનું

નામ પૂછે તો હું આ પ્રાંતમાં હમણાં જ આવ્યો છું માટે ખબર નથી એમ કહેવું એ બરાબર નહિ એમ મને લાગવાથી પટેલોને જે પ્રમાણે દરબારમાં બેસાડયા હતા તે પ્રમાણે અનુક્રમવાર તેમનાં નામ અને ગામ કાગળની એક કાપલી પર લખાવી લઇ મેં મારી પાસે રાખ્યા હતા; અને તેમના તરફ બે ત્રણ વખત નજર ફેરવી તેમનામાના કેટલાકને લાંબી દાઢી, થોભિયા, મોટી મૂછો, જાડુ શરીર એ વગેરે વિશેષતાથી નામઠામ સાથે ધ્યાનમા પણ રાખ્યા હતા. દરબારમા શ્રીમંતની ખુરસી પાસે બાજુમાં સેતરંજી ઉપર હું બેઠો હતો. ખરેખર મારા ધારવા પ્રમાણે શ્રીમંતે બે લાંબી દાઢીવાળા કદાવર દેખાતા પટેલો તરફ આંગળી કરી મને પૂછયું કે 'આ કયા ગામના પટેલ ?' મેં તુરત જ (મારી પાસેની કાપલી ઉપર નજર કર્યા વગર) તેમના ગામના નામ તથા તેમના નામ કહ્યાં. દરબાર પૂરો થયા પછી શ્રીમંતે મને પાસે બોલાવી થોડા જ વખતમાં તાલુકાના પટેલોના નામઠામ જાણવા માટે મને સાબાશી આપી પણ મેં તુરત જ સાચી હકીકત જણાવી દીધી કે હું એ સાબાશી માટે લાયક નથી કારણ કે કોઇ પટેલને હું ઓળખતો નહિ હોવાથી આપશ્રીએ પૂછયા તેવા સવાલો પૂછો તો તેનો જવાબ આપી શકાય તેટલા માટે પહેલેથી જ મેં જોઇ રાખ્યું હતું અને તેમને બેસાડયા પ્રમાણે

ક્રમવાર યાદી તૈયાર કરાવી મારી પાસે રાખી હતી. આ જાણી શ્રીમંત વધારે ખુશી થયા અને કહ્યું કે ઘણા અમલદારોને મારા પ્રવાસ દરમિયાન વરસાદ, ઉષ્ણતા વગેરે સંબંધી હકીકત હું પૂછું છું ત્યારે પોતે નવા છે માટે જાણતા નથી એમ કહે છે; જો તે આવી રીતે અગમ બુદ્ધિ વાપરતા હોય તો તેમને જાણતા નથી એમ કહેવાનો પ્રસંગ આવે નહિ.

કડી પ્રાતનો પ્રવાસ

સન ૧૯૧૪ના ડીસેંબર માસમાં શ્રીમંત મહારાજા સાહેબની સ્વારી યુરોપમાં ચાલતા મહાયુદ્ધની શરૂઆતને લીધે વડોદરે કાંઈક મોડી પધારી હતી. તે વખતે દરસાલ મુજબ લોકસ્થિતિ તપાસવા તથા પ્રાતનાં દુઃખ જાતે સાંભળવા માટે કડી પ્રાતના પ્રવાસનો કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો હતો. આ પ્રવાસ તા. ૩-૧-૧૯૧૫ થી તા. ૨૬-૧-૧૯૧૫ સુધી એટલે લગભગ ૨૪ દિવસ સુધી પહોંચ્યો હતો.

તા. ૩-૧-૧૯૧૫ને રોજ સવારે કડી પ્રાત સૂબા તરીકે હું મારા પ્રાતની સરહદ ઉપરના અમદાવાદ સ્ટેશને શ્રીમંતને લેવા માટે આવ્યો હતો. શ્રીમંત મહારાજા સાહેબની સ્વારી અમદાવાદ સ્ટેશને થઈ કલોલ જવાની છે એ સાંભળી અમદાવાદના કેટલાક

હોવાથી શ્રીમંત ગુસ્સે થશે અને વખતે કોઇને દંડશે. મેં તેમને કહ્યું કે સૂબા તરીકે મુનસફી વાપરી યોગ્ય લાગે તે કરવાનો મને અધિકાર છે; અમુક સંજોગોમાં મેં મારી પોતાની સંપૂર્ણ જવાબદારી ઉપર અમદાવાદ સ્ટેશન ઉપરની પાનસોપારી કબૂલ રાખી હતી એટલે એ સંબંધમાં તમારે કંઇ કાળજી કરવાની જરૂર નથી. હજૂરશ્રીને આ મતભેદની ખબર પડવાથી ખાનગીકારભારી અને મને પોતાની સમક્ષ બોલાવ્યા અને મારા તરફ આગળી કરી ખાનગીકારભારી (શીરગાવકર)ને કહ્યું: "આ ગૃહસ્થ કોણ છે એ તમે જાણો છો? એ માગ સૂબા છે; એ મારા પ્રાતના દીવાન છે. હું આ પ્રાંતમાં તેમનો પરોણો હોવાથી તેમને જે પ્રમાણે યોગ્ય લાગે તે પ્રમાણે વ્યવસ્થા કરવાનો હક્ક છે. તમને ખાનગીખાતાના માણસોને તો એમને એમની વ્યવસ્થામાં મદદ કરવા માટે જ અત્રે લાવવામાં આવ્યા છે, માટે તમારે તેમની વ્યવસ્થામાં દરમિયાનગીરી ન કરતાં તે પોતાની જવાબદારી ઉપર જે કરે તે કરવા દઇને મદદ આપવી જોઇએ." શ્રીમંત મહારાજા સાહેબ પ્રાંતના સૂબાના દરજ્જાને કેટલુ બધું મોટું મહત્વ આપે છે અને અમલદારોને પોતાની મુનસફી વાપરી જરૂર પ્રમાણે પોતાની જવાબદારી ઉપર કામ કરવાને કેટલુ બધું ઉત્તેજન આપે છે તેનો કંઇક ખ્યાલ આ ઉપરથી આવશે.

પ્રાંતમાં સ્વાગત

આ પ્રવાસમાં હું છેવટ સુધી શ્રીમંત સાથે જ હતો. તેઓશ્રીએ કલોલ, કડી વીજાપુર, મહેસાણા અને પાટણ મહાલ તથા તેમને લગતાં ગામોની અને વડનગર કસબાની મુલાકાત લીધી હતી. દરેક ઠેકાણે સ્થાનિક અમલદારો, પંચાયતના સભાસદો અને આગેવાન ગૃહસ્થો તથા વેપારીઓ તરફથી પાનસોપારી તથા ફૂલહાર અને માનપત્રો આપવામાં આવ્યા હતા વડનગરમાં મરહૂમ રાજરત્ન શેઠ ભોગીલાલ ચકુભાઈએ ગાર્ડન પાર્ટી તથા ભોજનના ભવ્ય મેળાવડા કર્યા હતા. શ્રીમંત જ્યારે વીજાપુર મહાલના રણુશીપુર ગામની ચીનાઇ માટીની ખાણો જોવા પધાર્યા ત્યારે સાબરમતીને સામે પાર મહીકાંઠા એજન્સીના ઠાકોરો પણ ત્યાં તેઓશ્રીનું સ્વાગત કરવા આવ્યા હતા.

મહેસાણામાં દરબાર

તા. ૧૪મી જાન્યુઆરીના દિવસે શ્રીમંતસ્વારી મહેસાણે હોવાથી અને તે દિવસ મકરસંક્રાંતિનો હોવાથી રાબેતા પ્રમાણેનો તીલગુળનો દરબાર આ સ્વારી વખતે પહેલી વાર મહેસાણા મુકામે ભરવામાં આવ્યો હતો અને તેને અંગે સઘળી વ્યવસ્થા સૂબા તરીકે મારે કરવી એવી આજ્ઞા થઇ હતી પ્રાંતના ૨૫૦ આગેવાન ગૃહસ્થો અને વહીવટદારના દરજ્જાથી ઉતરતા

નહિ એવા અમલદારોને મેં આ દરબાર માટે આમંત્રણ આપ્યાં હતાં. યોગ્ય દરબારી પોશાકમાં બધા આવ્યા હતા અને મુજરો તથા તીલગુળ આપવાલેવાની ક્રિયા યોગ્ય રીતે થઈ હતી. દરબારની ભવ્યતા અને સુંદરતા એવી ઉત્તમ થઇ હતી કે શ્રીમંત ઘણા ખુશી થયા હતા. એવી સારી ગોઠવણ માટે તેઓશ્રીએ મારાં વખાણ કરી ખાનગીકારભારીને કહ્યું કે "વડોદરાના દરબાર કરતાં પણ મહેસાણાનો તીલગુળનો દરબાર વધારે સારો થયો છે. સૂબાને માથે સ્વારીની વ્યવસ્થાનું ભારે કામ હોવા છતાં પણ તેમણે આટલી સારી વ્યવસ્થા કરી છે માટે તેમણે શી શી અને કેવી રીતે તજવીજ કરી તેની નોંધ કરજો કે જેથી વડોદરે પણ તેમ થઇ શકે."

**ખેતીવાડી સંગ્રહસ્થાન ખુલ્લું મુકાયું**

મુલકીખાતા સંબંધી પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે ખેતીનાં આધુનિક ઓજારો, ઉત્તમ જાતની ખેતીની પેદાશ એ વગેરે પ્રત્યક્ષ જોવાને પ્રાંતના ખેડુતોને સગવડ થાય તેટલા માટે કડી પ્રાંતના સદર સ્ટેશન મહેસાણામાં ખેતીવાડી સંબંધી સંગ્રહસ્થાન (મ્યુઝિયમ) માટે પ્રાંત પંચાયતના પ્રમુખ તરીકે યોજના કરાવી એક નાનું પણ સુંદર મકાન મેં બંધાવ્યું હતું. આ

મકાનના એક ભાગમાં ખેતીને લગતાં દેશી તથા વિલાયતી ઓજારો ગોઠવ્યાં હતાં અને બીજા ભાગમાં ખેતીની પેદાશની જુદી જુદી જાતના ઉત્તમ નમૂના મૂકયા હતા. પંચાયતે આ સંગ્રહસ્થાનને 'સયાજીરાવ ખેતીવાડી સંગ્રહસ્થાન' એવું નામ આપવા ઠરાવ્યું હતું અને શ્રીમંતનો મુકામ મહેસાણા થયો ત્યારે આ સંગ્રહસ્થાન ખુલ્લું મૂકવા માટે શ્રીમંતને વિનંતિ કરવા એક પ્રતિનિધિ મંડળ હાજર થયું હતું. શ્રીમંતે તેમની વિનંતિ ખુશીથી સ્વીકારી હતી, તેથી સન ૧૯૧૫ના જાન્યુઆરી માસની ૧૬મી તારીખે કડી પ્રાંતના ખેડુત લોકોના દસ હજાર કરતાં પણ વધારે મોટા સમુહ વચ્ચે શ્રીમંતને શુભ હસ્તે આ સંગ્રહસ્થાન ખુલ્લું મુકાયું હતું. સંગ્રહસ્થાન ખુલ્લું મૂકતાં શ્રીમંતે પોતાના ભાષણમાં ખેડુતોને કૃષિક્ષેત્ર મારફતે પ્રયોગો કરીને બતાવવામાં આવતી ખેતીની નવી રીતો ઉપયોગમાં લેવા બોધ કર્યો હતો અને વિશેષમાં તેઓશ્રીએ કહ્યું હતું કે "દરેક પ્રાંતના સદર સ્ટેશને આવાં ખેતીવાડી સંગ્રહસ્થાન ઉઘાડવામાં આવે એવી મારી ઘણા લાંબા વખતથી ઇચ્છા હતી. એ ઇચ્છા મેં કોઇપણ સૂબાને હજી સુધી જણાવી નથી. આજે એ ઇચ્છાનું મૂર્ત સ્વરૂપ જોઇ મને ખરેખર આનંદ થયો છે. તમારા સૂબાએ આ રીતે મારી ઇચ્છા જાણી લઇ આ શુભ કાર્ય કર્યું છે તેની કદર તરીકે આ

સંગ્રહસ્થાનને 'ગોવિંદભાઇ ખેતીવાડી સંગ્રહસ્થાન' એવું નામ હું આપું છું." એક નમ્ર સેવકને પોતાના પ્રતાપી રાજા તરફથી આથી વધુ માન શું મળી શકે ?

મારા વતન નડિયાદમાં મારાં માતુશ્રી માંદાં હોવા વિષે મારા ઉપર વીજાપુર મુકામે પત્ર આવ્યો હતો. તેમને જોવા જવા માટે મન તલપી રહ્યું હતું પણ સ્વારી મારા પ્રાંતમાં હોય તે વખતે રજા લઇને જવાનું મને ઠીક લાગ્યું નહિ તેથી એ મંદવાડ સંબંધી ખબર કાગળ અને તારથી દરરોજ મંગાવતો. તા. ૧૯-૧-૧૯૧૫ના રોજ ખેતીવાડી સંગ્રહસ્થાન ખુલ્લું મુકાયા પછી થોડા જ કલાકમાં મારાં માતુશ્રી ગુજરી ગયાનો તાર આવ્યો હતો. સાધારણ સંજોગોમાં તો હું આવે વખતે ક્રિયા વગેરે માટે રજા લઇને ઘેર ગયો હોત પરંતુ ખુદ શ્રીમંતની સ્વારી મારા પ્રાંતમાં પધારી હતી અને બીજે દિવસે મારે તેઓશ્રી સાથે પાટણ જવાનુ હતું તેથી આમ એકાએક રજા પર જવાનું મને યોગ્ય લાગ્યું નહિ. તેથી મન દઢ કરી નોકરીના અંગની ફરજને જ વળગી રહેવાનો મેં નિશ્ચય કર્યો. શ્રીમંત પોતે આ સમાચાર જાણે તો કદાચ પોતે જ રજા ઉપર ઘેર જવા મને ફરમાન કરે. માટે તેઓશ્રીના એ. ડી. સી. અને બીજા આજુબાજુના અમલદારો તથા માણસોને આગ્રહ કરી મેં કહી રાખ્યું હતું કે બધો કાર્યક્રમ સમાપ્ત થાય ત્યાંસુધી શ્રીમંત મહારાજા સાહેબને મારા આ

દુખના સમાચાર જાણવા દેવા નહિ, કારણ કે મેં રજા ઉપર ન જતાં સ્વારી સાથે જ રહેવા નિશ્ચય કર્યો છે. તે પ્રમાણે તે વાત છૂપી રહી, અને કડી પ્રાંતમાંથી હજૂરશ્રીનો મુકામ ઉપડયો ત્યારે જ આ વાત તેઓશ્રીના જાણવામાં આવી હતી.

બાલાભાઇ કલબ ખુલ્લી મૂકવી.

બીજે દિવસે શ્રીમંતસ્વારીનો મુકામ મહેસાણેથી પાટણ થયો હતો. તે દિવસે ત્યાં તે વખતના પેલેસ ડૉકટર બાલાભાઈ નાણાવટીનું નામ જોડી સ્થાપવામાં આવેલી કલબનું મકાન શ્રીમંત મહારાજા સાહેબને શુભ હસ્તે ખુલ્લું મૂકવાની ક્રિયા થઇ હતી. સત્તર વર્ષ પહેલાં ડૉકટર બાલાભાઇ જ્યારે પાટણના દવાખાનામાં સિવિલ મેડિકલ ઑફિસર તરીકે હતા ત્યારે વડોદરામાં છે તેવી કલબ નાના પાયા પર પાટણમાં કાઢવાનો સૌથી પેહેલો વિચાર. તેમને આવ્યો હતો. એ વિચાર તેમણે ત્યાંના બીજા અમલદારો તથા ગૃહસ્થોને જણાવ્યો અને સઘળા અનુમત થવાથી પાટણમાં સન ૧૮૯૮ના અરસામાં કલબ શરૂ કરી તેને 'બાલાભાઇ કલબ' એવું નામ આપ્યું હતું. વખત જતાં કલબનું પોતાનું મકાન બંધાવવાની જરૂર જણાયાથી ફંડ ભેગું કરવામાં આવ્યું હતું અને સન ૧૯૧૩માં મકાનનો પાયો મારા હાથે નાખવામાં આવ્યો હતો. પાટણના વકીલ વિદ્યાશંકર

કરુણાશંકર અને બીજા આગેવાન ગૃહસ્થોના ખંત અને ઉત્સાહથી આ કલબના મકાનનું બાંધકામ વખતસર પૂરું થઇ ગયેલું હોવાથી આ સ્વારી વખતે શ્રીમંત મહારાજા સાહેબને શુભ હસ્તે તે ખુલ્લું મૂકવા ઠરાવવામાં આવ્યું હતું. તે અન્વયે શ્રીમંતને વિનંતિ કરતાં તેઓશ્રીએ તે ખુલ્લું મૂક્યું હતું અને એ પ્રસંગે એક યાદગાર ભાષણ કર્યું હતું તેમાંથી કેટલોક ભાગ અત્રે ટાંકું છું. તેઓશ્રી બોલ્યા હતા કે "જુદી જુદી કોમોના લોકો એકબીજા સાથે છૂટથી હળેમળે અને લોકોમાં સુધારો થાય એ માટે કલબ એ જ ખરૂં સાધન છે. જ્યારે કલબના સભ્યો કલબમાં હોય છે ત્યારે સઘળા સમાન સ્થિતિ અનુભવે છે. × × × જ્યારે દેશમાં ઘણાખરા લોકોનું જીવન સંકુચિત અને વર્ષોથી ચાલતી આવેલી રૂઢિઓની ઘરેડમાં જ જકડાઇ રહ્યું હોય છે ત્યારે જીવનની વિવિધ દિશાઓને વિશાળ દૃષ્ટિએ જોવા માટે જુદી જુદી કોમોના સભ્યો એકબીજાના અતિ નિકટના સહવાસમાં આવે એ સ્થિતિ ઘણી જ આવકારદાયક છે. આ મોટરકાર અને એરોપ્લેનના યુગમાં સ્વદેશી ગાડા જેવું રેઢિયાળ સામાજીક જીવન કોઇ રીતે નભી શકે જ નહિ. મતલબ કે જીવનના દરેક ક્ષેત્રમાં પ્રગતિ થવાની જરૂર છે. ધર્મ તેમ જ જીવન એ બંનેને આ જમાનાને અનુકૂળ કરવાની જરૂર છે."

કડી પ્રાંતની આ સ્વારી પ્રસંગનો સૌથી વધુ યાદગાર

પાટણ વૉટર વર્ક્સ ખુલ્લું મૂક્યું.

બનાવ તો પાટણનું વૉટર વર્ક્સ શ્રીમંતને શુભ હસ્તે ખુલ્લુ મૂકવાનો હતો. વડોદરાથી બીજે નંબરે આવતા પાટણ કસબામાં પીવાના પાણીની હમેશાં તાણ રહેતી હતી. કેટલાક સારા પાણીના કૂવા લોકોના રહેવાનાં ઘરથી ઘણા દૂર આવેલા હતા અને મોં માગ્યા પૈસા આપવા છતા પણ પાણી ભરી લાવનાર મળતા નહિ તેથી પાણી માટે લોકોને ઘણી અડચણ ભોગવવી પડતી હતી. એટલા માટે રાજ્યમાં વૉટર વર્ક્સ કરવા માટે સરકારની લોન આપવાની ઉદાર પદ્ધતિથી ત્યાંની સુધરાઈએ પાટણમાં વૉટર વર્ક્સ બંધાવ્યું હતું; અને તે તૈયાર થઇ ગયું હતું તેથી શ્રીમંત મહારાજા સાહેબના શુભ હસ્તે જ તે ખુલ્લું મુકાવવા ઠરાવવામાં આવ્યું હતું. સુધરાઇના પ્રમુખ અને પ્રાંતના સૂબા તરીકે શ્રીમંતને વૉટર વર્ક્સના કામનો ઇતિહાસ જણાવવાનું તથા તે ખુલ્લું મૂકવા વિનંતિ કરવાનું માન મને મળ્યું હતું. વૉટર વર્ક્સ ખુલ્લું મૂક્યા પછી શ્રીમંતે ગુજરાતીમાં ભાષણ કર્યું હતુ તેમાં તેઓશ્રી બોલ્યા હતા કે "માણસની જિંદગીમાં હવા અને પાણી કરતાં વધારે આવશ્યક કોઇ પણ વસ્તુ નથી. તમે જાણો છો કે મારી તો ખાસ એ

ઇચ્છા છે કે મારા આખા રાજ્યમાં દરેક ઠેકાણે પીવાના પાણીની પૂરતા પ્રમાણમાં સગવડ થાય. આપણે જે ખોરાક ખાઇએ છીએ તે પાણીથી જ પચાવી શકાય છે. આપણા પૂર્વજોએ પાણીને એટલું બધું પવિત્ર ગણ્યું હતું કે ઋગવેદના ચોથા ભાગના મંત્રોમા વરુણની જ સ્તુતિ કરવામા આવી છે. × × × પૂરતા પ્રમાણમાં પાણી પૂરું પાડવું એ દરેક સુધરાઇની એક અગત્યની ફરજ છે અને તે ઉપરાંત મેલા પાણીના નિકાલ માટે ગટરો, સુંદર અને સવડવાળાં ઘરોની યોજના, આરોગ્યરક્ષણ માટે દવાખાના, રસ્તા• દુરસ્તી એ વગેરે સંબંધી યોગ્ય યોજનાઓ કરી તે અમલમાં મૂકવાની પણ સુધરાઇની ફરજ છે. હું આશા રાખું છું કે શહેરીજીવનની આ સઘળી જરૂરિયાતો પૂરી પાડવા તરફ પાટણની સુધરાઇ ખાસ પગલાં લેશે. × × × છેવટે પાણીની આવી સારી યોજના કરવા માટે સુધરાઇને મુબારકબાદી આપું છું અને આ નળની ચાવી મારે હાથે ખોલી તેમા વહેતા પાણી સાથે મારી પ્રજા પ્રત્યેની મારી શુભેચ્છાઓ વહાવું છું.”

શ્રી મંત મહારાજા સાહેબનુ બાવલું ખુલ્લું મૂકવું.

વૉટર વર્કસ ખુલ્લું મૂકવાની ક્રિયા ચતુર્ભુજ બાગમા કરવામા આવી હતી. આ બાગ બનાવવા માટે શેઠ વિઠ્ઠલદાસ ચતુર્ભુજ નામના ગૃહસ્થે દેણગી કરી હતી તેથી

સુધરાઇ તરફથી તેમાં ચોગ્ય ઉમેરો કરી મારા વખતમાં પાટણ શહેરને શોભે એવો એક નાનો પણ સુંદર ફુવારા સાથેનો બાગ બનાવવાની વ્યવસ્થા થઇ હતી અને તેને વીઠ્ઠલદાસના પિતાશ્રી ચતુર્ભૂજનું નામ આપવામાં આવ્યું હતું. વૉટર–વર્કસ ખુલ્લું મૂકવાની ક્રિયાના સ્મારક તરીકે એ જ શેઠે મુંબાઇના જાણીતા કળાકાર મ્હાત્રે પાસે શ્રીમંત મહારાજા સાહેબનું આરસનું સુંદર બાવલું તૈયાર કરાવી સુધરાઇને ભેટ તરીકે આપેલું હોવાથી તેને ખુલ્લું મૂકવાની ક્રિયા મૂળ પાટણના પણ અમદાવાદમાં રહેતા સર ચીનુભાઈ માધવલાલને શુભ હસ્તે થઈ હતી. પાટણની સ્ત્રીઓએ પાણીનું દુખ દૂર કરવા માટે આભાર માનવા તરીકે શ્રીમંતનાં ઘણાં વખાણવાળો એક ગરબો રચ્યો હતો તે આ શુભ પ્રસંગે ગાઈ બતાવ્યો હતો.

પાટણમાં પંક્તિ-ભોજન

વડોદરામાં શ્રીમંત સાથે પંક્તિભોજનનો લાભ અમલદારો તથા ગૃહસ્થોને ઘણી વખત મળે છે પણ વડોદરા બહાર પ્રાંતોમાં તેવો લાભ ભાગ્યે જ મળે છે. તેથી આ સ્વારીને પ્રસંગે પાટણમાં પંક્તિ-ભોજન રાખવા મેં શ્રીમંત મહારાજા સાહેબને વિનંતિ કરતાં તે મંજૂર રાખવામાં આવી હતી તેથી પાટણ મુકામે પ્રાંતના આગેવાન ગૃહસ્થો તથા અમલદારો

મળી સો ઉપરાંત મેમાનોને પાટણ વીલા બંગલાના કંપાઉન્ડમાં ખાસ ઉભા કરેલા સુંદર શામિયાનામાં હજૂરશ્રી સાથે ભોજન લેવાનો લાભ મળ્યો હતો. આવું પંક્તિભોજન પ્રાંતમાં આ પહેલાં કોઇ વખત થયું ન હતું.

જ્ઞાનબાઇ પ્રસુતિગૃહનો પાયો નંખાયો.

શ્રીમંત મહારાજા સાહેબના કડી પ્રાંતના આ યાદગાર પ્રવાસમાં બીજો એક જાણવાજોગ બનાવ તા. ૨૦–૧–૧૯૧૫ના રોજ જ્ઞાનબાઈ મેટરનિટી હૉસ્પિટલનો પાયો નાખવાની ક્રિયાનો હતો. તે દિવસે વસંતપંચમી હોવાથી દરસાલ ભરાતો વસંતપંચમીનો દરબાર પાટણના ઐતિહાસિક કસબામાં ભરવામાં આવ્યો હતો. મુંબાઇના મોટા વેપારીઓ પૈકીના એક, મરહૂમ રાવ બહાદુર શેઠ હીલાચંદ દેવચંદ મૂળ પાટણના વતની હતા. સન ૧૯૧૩માં તે પાટણ આવેલા ત્યારે મહેસાણામાં મને મળવા આવ્યા હતા તેના પરિણામે આ મેટરનિટી હૉસ્પિટલ હયાતિમાં આવી હતી. પ્રભુએ લક્ષ્મી આપી છે તો દેશસેવા તરીકે કંઇ કામ કરવાની વાતો થતાં શેઠે જણાવ્યું કે "સુવાવડને પ્રસંગે આપણાં બૈરાંની માવજત બરાબર થતી નહિ હોવાથી અકાળ મરી જાય છે અથવા તો આખી જિંદગી પીડાય એવા રોગ

થાય છે માટે મારાં માતુશ્રી જ્ઞાનબાઈના નામનું એક સુવાવડખાતું મારા વતન પાટણમાં કરવાની મારી ઇચ્છા છે." જો સરકાર તેને ચલાવવાનું માથે લે તો શેઠે તેને માટે મકાન બાંધવા નાણાં આપવાં એમ અમારી વાટાઘાટમાં છેવટ ઠર્યું હતું. મેં સરકારની મંજૂરી મેળવી એટલે શેઠ તરફથી મકાન બાંધવાના ખર્ચનો અડસટ્ટો ઇજનેર ખાતા તરફથી થયો હતો તે પ્રમાણે નાણાં અપાઇ ગયાં હતાં તેથી આ સ્વારીને પ્રસંગે મકાનનો પાયો નાખવા શ્રીમંતને વિનંતિ કરતાં તે સ્વીકારી શ્રીમંતે સ્વહસ્તે પાયો નાખ્યો હતો. આ પ્રસંગે તેઓશ્રીએ એક લાંબું ભાષણ કર્યું તેમાં કહ્યું હતું કે "પોતાના કસબામાં શેઠ કીલાચંદ દેવચંદ જેવા ધાર્મિક વૃત્તિવાળા અને લોકલાગણીની ભાવનાવાળા સજ્જન વસે છે એ પાટણની પ્રજાનું અહોભાગ્ય છે. આ સંસ્થા ઉભી કરવામાં તેમણે પોતાના પૈસાનો જે સદુપયોગ કર્યો છે તેથી બીજો વધારે સારો ઉપયોગ ભાગ્યે જ થઇ શકે "

મકાન બાંધવામાં રૂ. ૪૧,૦૦૦ ખર્ચ થશે એમ પ્રથમ અંદાજ થયો હતો પણ પાછળથી લઢાઇને લીધે ભાવ વધી ગયા તેમ જમીન મેળવવાનું ખર્ચ પણ વીસેક હજાર રૂપિયા વધારે થયું તેથી સુવાવડખાનું બાંધી આપવામાં કીલાચંદ શેઠને લગભગ એક લાખ રૂપિયા જેટલું ખર્ચ થયું હતું. જ્યારે મકાન તૈયાર થયું ત્યારે

શેઠ તરફથી અ. સૌ. શ્રીમંત માતુશ્રી મહારાણી સાહેબનું સુંદર બાવલુ તથા તે ઉપર છત્ર તૈયાર કરવામાં આવ્યાં હતાં અને તેઓશ્રીએ સ્ત્રીઓની સ્થિતિમાં સુધારો કરવાના કાર્યની જુદી જુદી દિશાઓમાં જે પ્રયત્નો કર્યા છે તેની યાદગીરી તરીકે જ્ઞાનબાઇ પ્રસુતિગૃહના મકાનના આગલા ભાગમાં મૂકવામાં આવ્યું હતું. જ્ઞાનબાઇ પ્રસુતિગૃહ પાટણ અને તેની આસપાસના ભાગની સ્ત્રીઓને આશીર્વાદ સમાન થઇ પડયું છે અને સેંકડો સ્ત્રીઓ તેનો લાભ લે છે.

વડોદરા તરફ વિદાય.

તા. ૨૬ મી જાન્યુઆરીએ સવારમાં શ્રીમંત મહારાજા સાહેબની સ્પેશિયલ વડોદરા તરફ આવવા માટે પાટણથી રવાના થઇ ત્યારે અમદાવાદ સુધી હું સાથે હતો. ત્યાંથી છૂટા પડતી વખતે તેઓશ્રીએ આ લાંબા પ્રવાસ દરમિયાન મેં મારાં જરૂરી ખાનગી કામો છોડીને પણ મારી ફરજ બજાવી હતી અને આ સ્વારી દરમિયાન ઘણાં સારાં કામ થયાં હતાં તેને માટે પ્રસંશા કરી હતી.

---

## પ્રકરણ ૧૧

## સાહિત્યસેવા

ફ્રૅન્કલિનનું જીવનચરિત્ર.

નડિયાદ હાઇસ્કૂલમાં જ્યારે હું ઇંગ્રેજી પાંચમા ધોરણમાં હતો ત્યારે અમારા વર્ગમાં " Chambers' Moral and Exemplary Biography " એ નામનું પુસ્તક પાઠ્યપુસ્તક તરીકે ચાલતું હતું. તેમાં આપેલાં કેટલાંક મહાપુરુષોનાં ચારિત્રોમાં બેન્જામિન ફ્રૅન્કલિનના પોતાના લખેલા આત્મચરિત્ર ઉપરથી લખાયલું તેનું ચારિત્ર પણ હતું. ફ્રૅન્કલિનના જીવનચરિત્રમાં જણાવવામાં આવ્યું હતું કે જ્યારે તે નાનો હતો ત્યારે તેને ઉદ્યોગી બનાવવાના હેતુથી તેનો બાપ તેને બાઇબલના 'સોલોમનનાં વચનો' એ નામના ભાગમાંથી એક ફકરો હંમેશાં ફરીફરીને કહી

સંભળાવતો. તે એવી મતલબનો હતો કે 'જે માણસ પોતાના ધંધામાં ઉદ્યમી હશે તે રાજા પાસે ઉભો રહેશે; હલકા માણસો પાસે ઉભો રહેશે નહિ.' અડધા સૈકા પછી ફ્રેન્કલિનને માત્ર રાજાઓ પાસે ઉભા રહેવાનો જ નહિ પણ તેમની સાથે બેસીને જમવાનો પ્રસંગ આવ્યો ત્યારે તે આ બોધવચનો યાદ કરી ખુશી થતો હતો કારણ કે બાળપણમાં તેને ઉદ્યોગી થવાનું એ વચનોથી તેના પીતાશ્રીએ તેને શીખવ્યું હતું તેનું એ ફળ હતું. એલએલ. બી.ની પરીક્ષા પસાર કર્યા પછી મારે પણ ઇશ્વરકૃપાથી મકરપુરાના રાજમહેલમાં શ્રીમંત મહારાજા પાસે ઉભા રહેવાનો પહેલવહેલો પ્રસંગ આવ્યો ત્યારે જેના દાખલાથી ઉદ્યોગી થવાનો પાઠ મને મળ્યો હતો તે મહાપુરુષ બેન્જામિન ફ્રેન્કલિનનેયાદ કરી તેનું જીવનચરિત્ર લખવાનો મને વિચાર થયો હતો. એ વિચારને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના તે વખતના પ્રમુખ મરહૂમ રા. બ. લાલશંકર ઉમીયાશંકર ત્રવાડી તરફથી પ્રોત્સાહન મળ્યું તેથી બેન્જામિન ફ્રેન્કલિન સંબંધી જેટલાં ઇંગ્રેજી પુસ્તકો મળ્યાં તેટલાં ભેગાં કરી તે ઉપરથી સાડાત્રણસો પાનાંનું તેના જીવનચરિત્રનું પુસ્તક મેં તૈયાર કર્યું હતું. એ જીવનચરિત્ર સન ૧૮૯૪માં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી

તરફથી પ્રસિદ્ધ થયું હતું અને તે પછી તેનાં મરાઠી તથા હિંદીમાં ભાષાંતરો પણ થયાં હતાં.

બીજાં પુસ્તકો.

ફ્રેન્કલિનનું જીવનચરિત્ર લખ્યા પછી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ફરમાશથી મેં 'પ્રાચીન તથા અર્વાચીન ગુજરાતનો ઇતિહાસ' એ ભાગમાં લખ્યો હતો; તેની અત્યાર સુધીમાં બેત્રણ આવૃત્તિઓ સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થઇ છે. હું પુસ્તકો લખું છું એની શ્રીમંત મહારાજા સાહેબને જાણ થતાં તેઓશ્રીએ 'How to Live Long' or 'Health Maxims: Physical, Moral and Mental' એ નામના ડૉ. હૉલના લખેલા પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ કરવા માટે મને આજ્ઞા કરી હતી. ગ્રંથકારે પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે એ પુસ્તકનો હેતુ થોડાક ટૂંકા ફકરામાં તંદુરસ્તી જાળવવાના સર્વસામાન્ય નિયમો જણાવવાનો તથા કોઇપણ જાતની દવા વિના રોગ મટાડવાના ઉપાયો સૂચવવાનો હતો. 'મુસાફરો અને બીજા માણસોને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવામાં, ટ્રામમાં, રેલવે ગાડીમાં કે સ્ટીમરમાં કંઇક વખત નકામા બેસી રહેવામાં ગાળવો પડે છે, તેવે વખતે ગજવામાં સહેલાઇથી રાખી શકાય એવું આ નાનકડું પુસ્તક વાંચી કંઇ લાભ મેળવી શકાય તેમ છે. આ યંત્રયુગમાં મનુષ્ય એટલી ધમાલ અનુભવતો હોય છે કે તે ઇશ્વરભજનની પેઠે

પોતાના આરોગ્યની દરકાર લેવાનું પણ ભવિષ્યમાં કોઈ અનુકૂળ સમય ઉપર મુલતવી રાખે છે અથવા તો તે તરફ કેવળ બેદરકારી રાખે છે." મેં આ પુસ્તકનો કરેલો અનુવાદ શ્રીમંત મહારાજા સાહેબને ઘણો ગમ્યો તેથી તેઓશ્રીએ મને એ કામ કરવા માટે સારું ઇનામ આપ્યું હતું અને સર આર્થર હેલ્પ્સ કૃત "Essays" ( નિબંધો ) એ નામનું બીજું પુસ્તક અનુવાદ કરવા માટે આપ્યું હતું. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી પણ મને 'Tact, Push and Principle' એ નામનું પુસ્તક અનુવાદ કરવા માટે મળ્યું હતું અને 'જીંદગીનું સાફલ્ય' એ નામથી તેનો અનુવાદ પ્રસિદ્ધ થયો હતો. મેં પોતે ગુજરાતીમાં મારે ખરચે અને ખર્ચે લખેલાં પુસ્તકોમાં નાનાં બાળકો માટે નિશાળમાં તથા ઘેર શીખવી શકાય તેવા પાઠોવાળું 'નીતિશાસ્ત્રનાં મૂળતત્ત્વો', તથા બાળકો શેરીમાં રમવાને બદલે ઘરમાં રમે તે માટે 'ઘરમાં રમવાની રમતો' અને રીતભાત સંબંધી સામાન્ય નિયમોનું 'સારી રીતભાત' એ નામનું પુસ્તક, એ મુખ્ય હતાં. પરંતુ મારું મોટા ભાગનું સાહિત્ય સંબંધી કાર્ય તો વડોદરા રાજ્યના ઉપયોગ માટે જે જે ખાતાંનો હું ઉપરી અધિકારી થયો હતો તે તે ખાતાંની સુધારણા માટે તૈયાર કરેલાં પુસ્તકો હતાં. એવાં પુસ્તકોમાં પોલીસખાતા માટે, પોલીસ

પ્રશ્નોત્તરી' નામનું પોલીસની ફરજ અને કર્તવ્ય સંબંધી સવાલજવાબ રૂપે લખેલું પુસ્તક; પોલીસ ફોજની કવાયત માટે ઉપયોગી 'પોલીસ ડ્રીલ'; ગુના પકડવાના કામમાં ઉપયોગી થાય એવું 'પોલીસ કામની વાતો'; બાહુરી, ભામટા, માંગગારૂડી, છપ્પરબંદ એ વગેરે ગુના કરનારી ભટકતી જાતોની માહિતીવાળું 'ગુના કરનારી જાતો'; વડોદરા શહેરમાં સ્વારી, તહેવાર વગેરે પ્રસંગે કરવાના પોલીસ બંદોબસ્ત માટે સીટી મેન્યુઅલ; અને 'Visitor's guide to Baroda' અથવા વડોદરાનો ભોમિયો એ મુખ્ય હતાં. ન્યાયખાતા માટે 'અપકૃત્યનો કાયદો' અને 'બજાવણી પ્રશ્નોત્તરી' તૈયાર કર્યાં હતાં. દુષ્કાળખાતા માટે 'દુષ્કાળશમનસંગ્રહ' તૈયાર કર્યો હતો. વસ્તીગણત્રી શા માટે અને કેવી રીતે થાય છે તે બાબત 'હિંદુસ્તાનની આવતી વસ્તીગણત્રી' અને વડોદરા રાજ્યના ન્યાતો તથા તેમના રીતરિવાજો અને ધાર્મિક માન્યતાઓ સંબંધી હકીકતનુ 'વડોદરા રાજ્યની ન્યાતો અને જાતો' એ નામનું પુસ્તક હું સન ૧૯૧૧માં સેન્સસ કમિશનર હતો તે વખતે તૈયાર કરી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં. જ્યારે હું દેવસ્થાન-અધિકારી હતો ત્યારે મેં જાત્રાળુઓ માટે રાજ્યનાં જાત્રાનાં સ્થળોની માહિતીદર્શક 'બહુચરાજી' અને એવી જ બીજી ચોપડીઓ પ્રસિદ્ધ કરી હતી.

હું મુલકીખાતામાં હતો તે વખતે મદ્રાસ તથા સંયુક્ત પ્રાંતોનાં જીલ્લા ગૅઝેટિયર્સ (સર્વસંગ્રહ) મારા જોવામાં આવ્યાં હતાં, તેથી વડોદરા રાજ્યના ચારે પ્રાંતોનાં પણ એ જ ધોરણે ગૅઝેટિયરો તયાર કરાવવાનો વિચાર મેં તે વખતના દીવાન મી. સેડનને જણાવ્યો હતો. મી. સેડનને એ વિચાર ઘણો પસંદ પડ્યા હતો, એટલું જ નહિ પણ તેમણે આ કામ મને સોપવા શ્રીમંત મહારાજા સાહેબને ભલામણ કરી હતી. દુષ્કાળશમનના કાર્ય પછી મારા નવરાશના વખતમાં એ કામ મેં હાથ પર લીધું હતું અને સન ૧૯૧૮ થી ૧૯૨૦ સુધીમા વડોદરા, કડી, નવસારી અને અમરેલી પ્રાંતના ગૅઝેટિયરો ગુજરાતી ભાષામાં તૈયાર કરી પ્રસિદ્ધ કર્યાં હતાં. આ કામમાં કરેલી મહેનતનો કાંઇક ખ્યાલ આવવા માટે એટલુ કહેવું બસ થશે કે ચારે પ્રાંતનાં ચાર ગૅઝેટિયરોનાં ૨૦૦૦ કરતાં પણ વધારે પૃષ્ટો થયાં હતાં. મી. સેડને એવી પણ સૂચના કરી હતી કે આખા રાજ્યનુ એક ગૅઝેટિયર અંગ્રેજી ભાષામાં રચવાની જરૂર છે કારણ કે ચાળીસ વર્ષ પહેલાં મરહૂમ મી. એફ્. એ. એચ. ઇલિયટે બનાવેલું જૂનું ગૅઝેટિયર જે મુંબઇ ઇલાકાની ગૅઝેટિયર માળાના એક અંક તરીકે પ્રસિદ્ધ થયું હતું તે ઘણા વખતથી ઉપલબ્ધ ન હતું અને વળી જ્યારે આ રાજ્યમાં

રાજ્યનો સર્વસંગ્રહ.

સર્વે સેટલમેન્ટ દાખલ થયું ન હતું ત્યારે લખાયલું હતું અને સુધરેલી ઢબે રાજકારભાર ચલાવવાની પદ્ધતિ તે વખતે નવી જ હતી; એટલે વાસ્તવિક રીતે તે વખતે તયાર કરવામાં આવેલા ગૅઝેટિયરની અત્યારે કાંઇ જ ઉપયોગિતા રહી ન હતી. વળી એ ગૅઝેટિયરમાં અમરેલી પ્રાંત વિષે હકીકત હતી જ નહિ. આ સઘળાં કારણો લક્ષમાં લઈ શ્રીમંત મહારાજા સાહેબે મી. સેડનની સૂચના પસંદ કરી વડોદરા કૉલેજના પ્રિન્સિપાલ મરહૂમ મી. એ. બી. કલાર્ક તથા મને આ કામ સોંપ્યું હતું. એ કામ ઘણા વખતથી અમે શરૂ કર્યું હતું પણ છેલ્લામાં છેલ્લા આંકડા તેમાં દાખલ થઈ શકે એ ઉદ્દેશથી સન ૧૯૨૧ની વસ્તીગણત્રી થતા સુધી પ્રસિદ્ધ કરવાનું મુલતવી રાખી સન ૧૯૨૩માં પ્રસિદ્ધ કર્યું હતું. તેના બે ભાગ મળી પંદરસો પાનાં થયાં હતાં. આ પુસ્તક તૈયાર કરવામાં હકીકત તથા આંકડામાં કાંઈ ભૂલ ન રહે એટલા માટે જે તે ખાતાને લગતી હકીકતના ખરાપણા વિષે જે તે ખાતા પાસે ખાતરી કરાવી લેવામાં આવી હતી. આ પુસ્તકની ઉપયોગિતા તેમાં સમાવેલાં નીચેનાં પ્રકરણોનાં મથાળાંમાંથી સહજ સમજાશેઃ—

### ભાગ પહેલો

(૧) વર્ણન; (૨) પેદાશ; (૩) વસ્તી; (૪) ખેતીવાડી; (૫) ભંડોળ; (૬) વેપારઉદ્યોગ; અને (૭) ઇતિહાસ.

## ભાગ બીજો

(૮) મુલકી; (૯) પ્રગતિ; (૧૦) આબકારી; (૧૧) સ્થાનિક સ્વરાજ્ય; (૧૨) ન્યાય અને પોલીસ; (૧૩) કેળવણી; (૧૪) પબ્લિક વર્કસ; (૧૫) આરોગ્યરક્ષણ અને દવા (૧૬) હિસાબીખાતું; અને (૧૭) રાજ્યની મહાલવાર હકીકત.

પ્રાંતવાર તેમ જ આખા રાજ્યનું ગૅઝેટિયર તયાર કરવામાં મને મારા મદદનીશ અનંતલાલ નંદલાલ દીક્ષિત જે હાલમાં વડોદરા સ્ટેટ રેલવેના મૅનેજરના પર્સનલ ઍાસિસ્ટંટ છે, તેમના તરફથી ઘણી કીમતી સહાય મળી હતી.

---

## પ્રકરણ ૧૨

---

### નાયબદીવાન

સર ન્યાયાધીશની જગ્યાએથી સન ૧૯૨૪ના નવેંબરની ૩જી તારીખે નાયબદીવાન તરીકે બદલી થઇ ત્યારથી તે સન ૧૯૨૯માં નિવૃત્ત થયો ત્યાંસુધી હું નાયબદીવાન અને કારોબારી કાઉન્સિલનો સભાસદ હતો. હું નાયબદીવાન નિમાયો તે વખતે સર મનુભાઇ મહેતા, સી. એસ. આઇ. દીવાન હતા. તેમની દીવાનગીરી સન ૧૯૧૬ના મેથી શરૂ થઈ હતી અને ૧૯૨૭ના જાન્યુઆરી સુધી ચાલી હતી તેથી તેમના વખતમાં હું બે વર્ષ નાયબદીવાન હતો અને તેમના જેવા બાહોશ અને અનુભવી દીવાન સાથે કામ કરવાનો મને લાભ મળ્યો હતો. તેમના પછી રાવ બહાદુર વી. ટી. કૃષ્ણમાચારીઅર, સી. આઇ. ઇ. દીવાન

નાયબદીવાન.

તરીકે આવ્યા તેમની સાથે હું નિવૃત્ત થતા સુધી નાયબ દીવાન રહ્યો હતો. આ બન્ને દીવાનો સાથે હજૂરકચેરીમાં કામ કરવાનું અને તેમના અંગત પરિચયમાં આવવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું, તેથી મને ઘણું શીખવાનું મળ્યું હતું. મારી સાથેના બીજા નાયબદીવાનોમાં શરૂઆતમાં દી. બ. ગણપતરાવ ગાયકવાડ અને રા. બ. આંબેગાંવકર હતા અને પાછળથી રામલાલભાઇ, મી. રાઇસ અને સર અબ્બાસઅલી બેગ, કે. સી. આ. આઈ. હતા.

નાયબદીવાન તરીકે હજૂરકચેરીમાં આવ્યા પછી કોઇપણ કામ મેં પોતે કર્યું હતું એમ હું કહી શકું નહિ, કારણ કે ત્યાં જે કામ થતાં હતાં તે કોઇ નાયબ-દીવાનને એકલાને હાથે નહિ પણ તેના સાથીઓના સહકારથી થતાં હતાં. હું તો એટલું જ કહી શકું કે નાયબદીવાન તરીકે રાજ્યનાં ઘણાં ઉપયોગી કામો કરવાની તક મને મળી હતી અને યથાશક્તિ એ તકનો ઉપયોગ કરવા મેં પ્રયત્ન કર્યો હતો. મારા દરેક કાર્યમાં મારા સાથીઓનો સહાનુભૂતિભર્યો સહકાર મને મળતો હતો. હજૂરે વખતોવખત ઠરાવેલા ધોરણ પ્રમાણે દીવાન અધિકારમાં દીવાન અને નાયબદીવાનો પોતપોતાની દેખરેખમાં સોંપેલાં ખાતાંમાં ખાતાંના ઉપરી અમલ-દારોના અધિકાર બહારનાં કામમાં હુકમો આપતા

અને દીવાન અધિકાર ઉપરાંતનાં કામ પોતાના અભિપ્રાય સાથે મંત્રીમંડળમાં મૂકતા. મંત્રીમંડળના અધિકારમાં જે કામ હોય તેનો નિકાલ મંત્રીમંડળ કરતું, અને જે કામ હજૂર અધિકારનાં હોય તે મંત્રીમંડળના અભિપ્રાય સાથે હુકમ માટે હજૂરમાં સાદર કરવામાં આવતા. મંત્રીમંડળના હુકમ મતભેદ વગર સર્વાનુમતે જ થતા. કદાચ કોઇ મહત્વની બાબતમાં કોઇ સભાસદનો મત જુદો પડતો હોય તો તેની નોંધ કરવામાં આવતી પણ એવા પ્રસંગ ભાગ્યે જ આવતા, કારણ કે ઘણીખરી બાબતોમાં રૂબરૂમાં વાટાઘાટ થવાથી, નાના નાના મતભેદ નીકળી જતા અને બધા ઠરાવને બહુમતીની મહત્તા મળતી.

વિશેષ કામગીરી.

નાયબદીવાન અને કારોબારી કાઉન્સિલના સભાસદ તરીકેનાં મારાં હરહંમેશનાં કામો ઉપરાંત મારે વિશેષ કામગીરી તરીકે રેલસંકટનિવારણ, મોબરાનો કર, રેલવે સ્ટેશન પાસેથી ઝુંપડાં કઢાવી એ ભાગ સુશોભિત કરવો, પોલીસ અને લશ્કરની ફોજને રહેવા માટે લાઇનો બાંધવી, કચેરીમાં સાક્ષી તરીકે જાતે હાજર રહેવાની કોને માફી આપવી, રેલવેખાતામાં વધી ગયેલા ખર્ચને ઘટાડો કરવો, શિક્ષકોની ટ્રેનિંગ કોલેજની સુધારણા કરવી, જેલઉદ્યોગોમાં સુધારા-વધારા કરવા, એ વગેરે બાબતોની તપાસ કરી નિવેદન

સાદર કરવા નીમવામાં આવેલી સમિતિઓના પ્રમુખ તરીકે કામ કરવાનો પ્રસંગ આવ્યો હતો. રૉયલ એગ્રિકલ્ચર કમિશન તેમ જ બ્રિટિશ સરકારે નીમેલી સંમતિવય સમિતિ ( Age of Consent Committee ) રૂબરૂ આ રાજ્ય સંબંધી માહિતી આપવા મને પસંદ કરી મોકલવામાં આવ્યો હતો, અને બ્રિટિશ સરકારે નીમેલી ઓપિયમ કમિટી (અફીણ સમિતિ)માં પણ વડોદરા રાજ્ય તરફથી મને સભાસદ તરીકે નીમવામાં આવ્યો હતો.

અમદાવાદમાં ખેતીવાડી પ્રદર્શન.

સન ૧૯૨૭માં મુંબઇ ઇલાકા અને કાઠિયાવાડ માટે અમદાવાદમાં ખેતીવાડી સંબંધી મોટું પ્રદર્શન ભરવા મુંબઇ સરકારે ઠરાવેલું હોવાથી તેમાં ભાગ લેવા શ્રીમંત સરકારને વિનંતિ કરવામાં આવી હતી. આ પ્રદર્શન પાછળ લગભગ બે લાખ રૂપિયા જેટલો ખર્ચ થવાનો હતો, અને આવા મોટા પાયા ઉપરનું આ પ્રદર્શન આ તરફ સૌથી પહેલવહેલું જ ભરાવાનું હોવાથી અમદાવાદ નજીક આવેલા વડોદરા રાજ્યના વડોદરા તથા કડી પ્રાંતોને પ્રદર્શનથી ફાયદો થાય તેમ હોવાથી શ્રીમંત મહારાજા સાહેબે એ આમંત્રણ સ્વીકારવા ફરમાન કર્યું હતું, એટલું જ નહિ પણ તેઓશ્રીએ તેના મુરબ્બી ( પેટ્રન ) થઇ રૂ. ૫૦૦૦ની રકમ મદદ તરીકે આપી હતી. વડોદરા

રાજ્યના પ્રતિનિધિ તરીકે મને પ્રદર્શનની મુખ્ય કારોબારી સમિતિના સભ્ય તરીકે નીમ્યો હતો. વડોદરા રાજ્યમાં ખેતીવાડી તથા બીજી પ્રગતિઓ સંબંધે જે તજવીજ થઇ છે તે આ પ્રદર્શનમા દર્શાવવા વડોદરા સરકારે ઠરાવેલું હોવાથી તે સંબંધી તજવીજ કરવા નિમાયેલી સ્થાનિક સમિતિનો પણ મને જ પ્રમુખ નીમવામાં આવ્યો હતો. સન ૧૯૨૭ની ભયંકર રેલ-સંકટની હોનારતને લીધે તે સાલમાં અમદાવાદમાં ખેતીવાડી પ્રદર્શન ભરી શકાયું નહિ તેથી સન ૧૯૨૮ના નવેંબર માસ સુધી મુલતવી રાખવું પડ્યું હતું. મુંબઇ ઇલાકાના નામદાર ગવર્નર સર લેસ્લી વિલ્સને આ પ્રદર્શન સન ૧૯૨૮ના નવેંબરની ૧૭મી તારીખે ખુલ્લું મૂક્યું હતું અને ત્યારપછી બાર દિવસ સુધી તે ખુલ્લુ રાખવામાં આવ્યું હતું. પ્રદર્શનમાં મુંબઇ ઇલાકાની ખેતીવાડીના નમૂના સાથે હરીફાઇ માટે આ રાજ્યના ખેડુતોના નમૂના પણ મૂકવામાં આવ્યા હતા, અને તે ઉપરાંત રાજ્યમા ચાલતી પ્રગતિ સંબધી પ્રવૃત્તિઓ એક ઠેકાણે જોવામાં આવે એટલા માટે વડોદરા રાજ્યનો જુદો મંડપ ઉભો કરી તેમાં તે પ્રવૃત્તિઓ દર્શાવવા ગોઠવણ કરી હતી. આ મંડપ ૧૬૦ ફૂટ લાંબો અને ૫૦ ફૂટ પહોળો હતો અને તેના ૭ વિભાગ પાડવામાં આવ્યા હતા. શ્રીમંત મહારાજા સાહેબે

રાજ્યવ્યવસ્થા પોતાના હાથમાં લીધા પછી છેલ્લાં પચાસ વર્ષમાં ખેડુતોની ઉન્નતિ માટે જે સ્તુત્ય પ્રયાસો કર્યા છે તે બતાવવા (૧) ખેતીવાડી; (૨) બાગઉછેર; (૩) જંગલખાતું; (૪) આરોગ્યરક્ષણ; (૫) સહકાર (૬) કેળવણી અને પુસ્તકાલયો; અને (૭) ગૃહઉદ્યોગ, એ પ્રમાણે સાત વિભાગ પાડી દરેક વિભાગમાં જે તે ખાતા તરફથી પ્રજોન્નતિને માટે થતી તજવીજો દર્શાવવામાં આવી હતી. સર લેસ્લી વિલ્સન, શ્રીમંત રાજકુમાર ધર્યશીલરાવ, રાજસ્નુષા કમળાદેવી રાજે અને કુમારો, નામદાર દીવાન સાહેબ અને રાજ્યની કારોબારી કાઉન્સિલના કેટલાક સભાસદોએ એકંદર પ્રદર્શનની તથા તેમાં ગોઠવેલા વડોદરા રાજ્યના મંડપની મુલાકાત લીધી હતી. વડોદરાના મંડપની ઉત્તમતા અને બતાવેલી વસ્તુઓની આકર્ષક ગોઠવણથી સર્વે પ્રેક્ષકો ખુશી થયા હતા અને પ્રદર્શનસમિતિ તરફથી એ મંડપની ઉત્તમ રચના માટે સોનાનો ચાંદ આપવામાં આવ્યો હતો. વળી વડોદરાના એ ખાસ મંડપની રચના વિષે 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'એ લખ્યુ હતું કે "વડોદરા રાજ્યમાં શ્રીમંત ગાયકવાડ સરકારે પ્રજોન્નતિની જે વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ શરૂ કરી છે તેનો સંક્ષિપ્ત સ્વરૂપમાં ઉત્તમ ચિતાર એ મંડપથી મળે છે." સુબા તથા કેટલાક નાયબસુબા અને વહીવટદારોને પ્રદર્શન જોવા માટે

અમદાવાદ મોકલવામાં આવ્યા હતા. તેમ વડોદરા તથા કડી પ્રાંતમાંથી દરરોજ હજારો જમીનદારો તથા ખેડુતો પ્રદર્શન જોવા માટે આવતા હતા. ગામડાંના લોકોને આવા પ્રદર્શનથી ખેતીની સુધારણા કરવા ઉત્તેજન મળે અને તેમનું જીવન સુધરે એ જ આ પ્રદર્શનનો ઉદ્દેશ હતો અને તે ઘણે અંશે સફળ થયો હતો.

તપાસણી.

મંત્રીમંડળના સભાસદોને તેમના હવાલાનાં ખાતાં અને હજુર તરફથી વિશેષ રીતે ફરમાન કરવામાં આવે તે ખાતાં તપાસવાનાં હોય છે, તે પ્રમાણે નાયબદીવાન તરીકે મેં પોલીસ, ન્યાયમંત્રી, કેળવણી, હિસાબી, પબ્લિક વર્કસ, દવા, સ્થાનિક સ્વરાજ્ય ( પંચાયતો, સુધરાઇઓ વગેરે ) અને રેલવે ખાતાંની તપાસણી કરી હતી, અને નામદાર દીવાન સાહેબ અથવા કાઉન્સિલની અનુમતિથી તેમાં ચાલતી કેટલીક ગેરશિરસ્ત પદ્ધતિઓ બંધ કરવા સૂચનાં આપી હતી અગર હુકમ કર્યા હતા તે પકી યાદદાસ્ત પ્રમાણે કેટલીક જણાવું છું:—

**પોલીસખાતું :** પોલીસ પેઢીના હિસાબ ચાલુ ઉપર ન હતા અને વસૂલ કરવાની બાકી ઘણી હતી; સન ૧૯૦૪માં પોલીસ નિયમ થયેલો તે પછી તેમાં થયેલા

સુધારાવધારા દાખલ કરાવી નવો નિબંધ તૈયાર થયેલો ન હતો; સીંધી, બલૂચી અને એવા બીજા અનિષ્ટ માણસો ભરતીમાં જોઇએ તે કરતાં વિશેષ લેવાયા હતા; પકડાયા વગરના મોટા ગુના ઘણા બાકીમાં હતા; અને ડ્રિલ ડિસિપ્લિનમાં સુધારો થવાની જરૂર હતી.

**ન્યાયમંત્રી કચેરી :** હજૂર ન્યાય સભા અને હજૂર અદાલતમાં ચાલવાના ઘણા વિવાદ લાંબા વખતથી બાકીમાં હતા; એવાં કામોમાં રોજકામ લખવું જોઇએ પણ તે લખવામાં આવતું ન હતું; કાયદા અને નિયમનાં પુસ્તકો પાછળથી થયેલા સુધારા દાખલ કરી ફરીથી છપાવવાની અને લોકોને વેચાતાં મળે એવી સગવડ થવાની જરૂર હતી; ન્યાયમંત્રી કચેરીના નિયમો અને કામકાજની પદ્ધતિમાં ફેરફાર કરવાની અને એ કચેરી પાસે બિનજરૂરી ખુલાસા માગી બીજાં ખાતાંએ લખાણનું કામ વધારી મૂક્યુ હતું તે બંધ કરવાની જરૂર હતી.

**હિસાબખાતું:** પોસ્ટ ઑડિટ સંબંધી કાગળો ઘણી લાંબી મુદતથી બાકીમાં ચાલતા હતા; ઑડિટ પ્રમાણે તરત અમલ ન થતાં નકામી લખાપઢી ચાલ્યા કરતી હતી; વિશેષે કરીને સુધરાઇ, પંચાયત અને પબ્લિક વર્કસ ખાતાંમાંથી ઑડિટના નિકાલ કરવામાં ઢીલ થતી હતી;

ખાતાના અમલદારોના પગાર તથા તેમને આગળ ચઢવાની સગવડમા સુધારો કરવાની, ઑડિટો માંડી વાળવાને બદલે કપાત વગેરે કરી નિયમનો અમલ સખ્તાઇથી કરવાની, અને ખાતામા ઇંગ્રેજી જાણનાર વધારે માણસો રાખવાની આવશ્યકતા હતી

**સ્થાનિક સ્વરાજ્ય** ગ્રામ્ય પચાયતોને ખીલવવા વહીવટદારો અને બીજા મુલકી અમલદારો ઉત્સાહ બતાવતા ન હતા, ગ્રામ્ય પચાયતો પાસે નાણાની મોટી રકમો જમા હોવા છતા તેનો ઉપયોગ લોકોપયોગી કામો કરવામા થતો ન હતો, મહાલ પચાયતનુ વાર્ષિક બજેટ પ્રાત પચાયતથી સ્વતત્ર રીતે થતુ હતુ તે બધ કરી પ્રાત પંચાયત પાસે મંજૂર કરાવી લેવાનું ઇષ્ટ હતું, કેટલીક મહાલ પંચાયતો બજેટમા મંજૂર થયેલી રકમો ખર્ચતી નહિ, કેટલીક બિનઅધિકારે ગામ પંચાયતના નાણા પણ વાપરી નાખતી, માત્ર મહાલ પંચાયતોમા જ નહિ પણ પ્રાત પંચાયતો તથા સુધરાઇઓમા પણ નાણા પ્રકરણ સંબંધે ગેરશિરસ્તાપણું ચાલતું અને નિયમ વિરુદ્ધ ખર્ચ કરવામા આવતું, આ સંબંધે લીધેલા ઑડિટો પણ લાબા વખતથી વગર નિકાલે લખાપડી ઉપર ચઢ્યા જ કરતા હતા, પંચાયતખાતાની પ્રગતિ સંબંધી જુદા વાર્ષિક નિવેદનો સરકારને રજૂ થતા ન હતા, વૉટર વર્ક્સના

પ્રસારા માટે રકમો જુદી રાખવામાં આવતી ન હતી; વૉટર વર્કસવાળા કસબામાં ગટરો બંધાવવાની ખાસ જરૂર હતી પણ તે બાબત કંઇ તજવીજ થઇ ન હતી; આરોગ્યરક્ષણ સંબંધી નિયમોનું પાલન જે લોકો કરતા નહિ તેમની સામે સખ્તાઇના ઉપાય લેવાતા નહિ; અને સ્થાનિક લોકોપયોગી કામો માટે જરૂર પ્રમાણે નાણાંની સગવડ થવી જોઇએ તે થતી નહિ.

પબ્લિક વર્કસ: પ્લૅન એસ્ટિમેટ કરાવ્યા વગર કામો બજેટમાં દાખલ કરવામાં આવતાં; અધુરાં પ્લૅન એસ્ટિમેટોને લીધે અને બજેટમાં નાણાંની યોગ્ય સગવડ નહિ કરવાથી બાંધકામો લાંબા વખત સુધી હાથ પર લેવાતાં ન હતાં; એક ને એક કામમાં અનેક વાર નાણાં માટે માગણીનાં ટિપ્પણ થતાં હતાં; બાંધકામના મંજૂર થયેલા પ્લૅન એસ્ટિમેટમાં પાછળથી વારંવાર ફેરફાર કરવામાં આવતા; બાંધકામો ઘણાં લંબાતાં અને ખર્ચ વિશેષ થતું; નવાં કામો માટે બજેટમાં મંજૂર થયેલી રકમો જે તે કામે નહિ વપરાતાં બીજાં કામોમાં વર્ગફેર કરાવવા ઘણી માગણીઓ કરાવવામાં આવતી; અખત્યારી રકમમાંથી માત્ર અણધારી બાબતનું ખર્ચ કરવું જોઇએ તેને બદલે બજેટમાં દાખલ કરવા જેવી બાબતોનું પણ કરવામાં આવતું; અને નિયમો વગેરેનું ઘણી વખત

ઉલ્લંઘન થતું અને ઑડિટ ખાતાની સૂચનાઓ તરફ દુર્લક્ષ કરવામાં આવતું.

**રેલવેખાતું:** ઉપજમાંથી ખર્ચ ઘણા ભારે પ્રમાણમાં થતો; બિનજરૂરી ખર્ચ કરી મૂડીની રકમ ઘણી વધારી દીધી હતી અને ઘણા પૈસા બરબાદ કર્યા હતા; મંજૂરી લીધા વગર બિનઅધિકારે ઘણું ખર્ચ કર્યું હતું; ઘણી વખત મંજૂરીની રકમ ઉપરાંત ઘણું વિશેષ ખર્ચ વગર મંજૂરીએ કરવામાં આવતું હતું; મૅનેજરની કચેરી સુદ્ધાં દરેક ખાતામાં અનાવશ્યક મહેકમ વધારવામાં આવ્યું હતું; અને નોકરોમાં યોગ્ય લાયકાત વગરના ઘણા હતા.

સન ૧૮૯૨ની કેળવણી તપાસ સમિતિ.

**કેળવણીખાતું:** કેળવણીખાતામાં થયેલી પ્રગતિ તપાસવા તથા તેમાં કયા સુધારા-વધારા કરવા જેવા છે એ વિષે નિવેદન કરવા સન ૧૮૯૨માં શ્રીમંત મહારાજા સાહેબે એક સમિતિ (Education Commission) નીમી હતી તેનો હું સભાસદ હતો તેથી કેળવણીખાતાનો પ્રથમ પરિચય મને મારી નોકરીની શરૂઆતમાં જ થયો હતો. આ સમિતિના પ્રમુખપદે મરહૂમ ખાન બહાદુર જમસેદજી અરદેશર દલાલ અને સભ્યો તરીકે મારા સિવાય છગનલાલ ઠાકોરદાસ મોદી, મરહૂમ ભાઉ માસ્તર

અને ગણદેવીના હરરાય દેસાઇ હતા. પૂરી તપાસ પછી અમે નિવેદન રજૂ કર્યું હતું તેમાં પ્રાથમિક કેળવણી સંબંધી કેટલાક આવશ્યક સુધારા માટે ભલામણો કરી હતી તેમાની ઘણીખરી હજૂરશ્રીએ મંજૂર કરી હતી અને તેથી રાજ્યમાં કેળવણીનો વિશેષ વિકાસ થયો હતો. આ નિવેદન પછી ગામડાંમા ચાલતી ખાનગી શાળાઓને રાજ્યના કેળવણીખાતાના તાબામાં લેવામાં આવી હતી અને એ શાળાઓના શિક્ષકોને કેળવણીખાતાના નોકરો ગણવામાં આવ્યા હતા.

પ્રાથમિક ફરજિયાત કેળવણી.

પ્રાથમિક કેળવણી અજમાયશ તરીકે ફરજિયાત કરવાને પણ આ સમિતિએ સુચના કરી હતી. પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવી ઇષ્ટ છે એવો વિચાર હિંદુસ્તાનમા બીજે ઠેકાણે આવ્યો તે પહેલાં ઘણાં વર્ષ આગમચ શ્રીમંત મહારાજા સાહેબે અજમાયશ તરીકે પ્રથમ અમરેલી પ્રાંતના અમરેલી કસ્બામાં તથા એ મહાલનાં નવ ગામમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત કરી હતી. નિશાળથી એક માઇલની અંદર રહેતા ૭ થી ૧૨ વર્ષની ઉંમરના છોકરા તથા ૭ થી ૧૦ વર્ષની કન્યાઓને નિશાળે મોકલવા ફરજિયાત કરવામાં આવ્યું હતું. જે છોકરાં ખાનગી શિક્ષણ લેતાં હોય,

ફરજિયાત ઠરાવેલાં ધોરણોનો અભ્યાસ કરી પાસ થયાં હોય અથવા જેમને કોઇ ખાસ કારણોને લઈને માફી આપવામાં આવી હોય તેટલાને જ પ્રાથમિક કેળવણી માટે નિશાળે જવાની ફરજમાંથી બાતલ કર્યાં હતા. શરૂઆતમા પહેલાં ત્રણ ધોરણો ફરજિયાત રાખવામાં આવ્યાં હતા. ધીરે ધીરે અમરેલી મહાલનાં બીજાં ગામામા પણ આ યોજનામા દાખલ કરવામાં આવી હતી. દેશી કેળવણીખાતાના ડિરેક્ટર તરીકે રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા જેવા કાર્યદક્ષ અને હોશિયાર અધિકારીને હાથે આ નવી યોજનાનો અમલ ઘણી સારી રીતે થયેલો હોવાથી અમરેલી જેવા ઘણા પછાત મહાલમા પણ તેનું સારું પરિણામ આવ્યું હતું અને તેથી સન ૧૯૦૬મા પ્રાથમિક કેળવણી ફરજયાત કરવાનો કાયદો આખા રાજ્યને લાગુ કરવામાં આવ્યો હતો.

તે પછીથી જ્યારે હું નવસારી, કડી અને અમરેલી પ્રાંત સૂબા તરીકે હતો ત્યારે જે તે પ્રાંતની અને તે પછી જોઇન્ટ સરસૂબાના હુદ્દાથી આખા રાજ્યની પ્રાથમિક કેળવણી પૂરતો કેળવણીખાતાના સંબંધમા ફરીથી હું આવ્યો હતો, કારણ કે ફરજિયાત પ્રાથમિક કેળવણીના કાયદા પ્રમાણે ફરજિયાત કેળવણીનો અમલ કંઇક દરજ્જે મુલકીખાતા તરફથી પણ કરવામાં આવતો હતો. ગામેગામ

દર વર્ષે ગામના પટેલ તથા શાળાના શિક્ષક ફરજિયાત કેળવણીનો કાયદો જેને લાગુ હોય તેવાં બાળકોની એક યાદી તયાર કરતા. તેમાં દાખલ કરવામાં આવેલાં નામો સંબંધી કોઇને કાંઇ અરજ કરવી હોય તો તે વહીવટદારને કરવામાં આવતી. ફરજિયાત કેળવણીને પાત્ર હોય એવાં બાળકો નિશાળમા મોકલવામાં ન આવે તો તેના બાપ અગર વાલીને વહીવટદાર શિક્ષા કરતા. સન ૧૯૧૪માં આ પદ્ધતિમા ફેરફાર કરવામાં આવ્યો હતો, તે અન્વયે શિક્ષા કરવાનો અધિકાર વહીવટદારને બદલે ગામડામાં ગામ પંચાયતને તથા કસબામાં સુધરાઇને આપવામા આવ્યો હતો. આમ કરવાનો હેતુ તેમને કેળવણીમાં વધ રે રસ લેતા કરી કાયદાનું બરાબર પાલન કરાવવાનો જ હતો, અને એ કામ મુલકીખાતાના અમલદારો કરતાં વાસ્તવિક રીતે સ્થાનિક સત્તાથી વધુ સારી રીતે થઇ શકે તેમ પણ હતું. મુલકી અમલદારોને ગામડાંમાં ફરતી વખતે શાળાઓની મુલાકાત લેવાનું અને ગ્રામ્ય પંચાયતો કે સુધરાઇઓને બાળકોની કેળવણીમાં રસ લેતી કરવા માટે તેના સભ્યોમાંથી શાળાસમિતિઓ (School Boards) નીમવાનુ ઠરાવવામાં આવ્યુ હતું. પરંતુ વાસ્તવિક રીતે આ સઘળા હુકમો ઘણે ભાગે કાગળ ઉપર જ રહ્યા હતા. ઘણાખરા વહીવટદારો ભાગ્યે જ નિશાળોની મુલાકાત લેવાની દરકાર રાખતા અને

શાળાસમિતિઓ પણ શાળાની મુલાકાત લેવા કે બાળકોની કેળવણીસંબંધી વિચાર કરવા ભાગ્યે જ મળતી. આથી પાછળથી એવો હુકમ કરવામાં આવ્યો હતો કે વહીવટદારો તથા નાયબસૂબાઓએ પોને પોતાના મહાલ અને વિભાગની તપાસણી વખતે શાળાઓની મુલાકાત અવશ્ય લેવી જોઇએ અને ગેરહાજર રહેતાં હોય તેવાં બાળકોના માબાપોને બાળકોને નિશાળે મોકલવા સૂચના આપવી અને સૂચના આપ્યા છતાં ન માને તો છેલ્લા ઉપાય તરીકે તેમનો દંડ કરાવી તથા તે તરત વસૂલ કરાવી ફરજિયાત કેળવણીના કાયદાનું યથાયોગ્ય પાલન થાય તે પ્રમાણે તજવીજ કરવી જોઇએ. સન ૧૯૦૫ માં રાજ્યમા સ્થાનિક સ્વરાજ્યનો વિકાસ કરવામા આવ્યો તે વખતે પ્રાથમિક કેળવણીની શાખાનો સઘળો વહિવટ પ્રાંત પંચાયતોને સોપવામાં આવ્યો હતો. આ પ્રયોગ અનુભવને અંતે નિષ્ફળ નીવડયો હતો કારણ કે પંચાયતોને કેળવણી સંબંધી કોઇપણ પ્રકારનું વિશેષ જ્ઞાન નહિ હોવાથી તે તરફ ભાગ્યે જ લક્ષ આપવામાં આવતું; અને પરિણામે કોઇ મહેરબાનીપાત્ર શિક્ષકની પોતાને ગામે બદલી કરાવવા અથવા સગાવહાલા કે ઓળખીતાને જગ્યા અપાવવા સિવાય બીજું કંઇ કામ ભાગ્યે જ થાય છે એમ સન ૧૯૧૦માં નીમેલી કેળવણી તપાસ સમિતિને

માલૂમ પડયું તેથી તેની ભલામણ ઉપરથી પ્રાંત પંચાયતો પાસેથી પ્રાથમિક કેળવણીનો વહીવટ પાછો લઇ કેળવણી ખાતાને સોંપવામાં આવ્યો હતો. તોપણ ભવિષ્યમાં પંચાયતોનું લક્ષ્યબિંદુ સુધરે અને પ્રાથમિક કેળવણીનું સુત્ર સ્થાનિક સંસ્થા દ્વારા સારી રીતે ચાલશે એમ ખાત્રી થાય ત્યારે પ્રથમ પ્રમાણે વહીવટ તેમને સોંપી દેવા ધારણા રાખવામાં આવી હતી.

નાયબદીવાન તરીકે કરેલાં કામો.

આખા કેળવણીખાતા સાથે નિકટના સંબંધમાં તો હું નાયબદીવાન અને કારોબારી કાઉન્સિલનો સભાસદ થયો ત્યારે જ આવ્યો હતો. આ વખતમાં ખાતાનાં વાર્ષિક નિવેદનનાં સિંહાવલોકનોમાં તેમ જ તપાસણી વખતે સુધારણા બાબત સૂચનાઓ કરવામાં આવતી; અને ઉપરાંત ખાતાના અમલદારોની સભાઓ ભરી તેમા એકંદર ખાતામાં અને વિશેષ કરીને શિક્ષણપદ્ધતિ પાઠશાળાઓ તેમ જ પ્રાથમિક કેળવણીના શિક્ષણક્રમોમાં આવશ્યક સુધારાવધારા કરવાં જેવા મહત્વના પ્રશ્નાની ચર્ચા કરવામાં આવતી હતી અને યોગ્ય જણાય તેવા સુધારા સંબંધી હુકમો આપવામાં આવતા હતા. ખાનગી સાહસથી ચાલતી શાળાઓ માટે સરકાર મદદ ( ગ્રાન્ટ ) સંબંધી નિયમોમાં સુધારા કરી એવા સાહસને ઉત્તેજન આપવા માટે

પહેલાં જે રકમો મદદ તરીકે અપાતી હતી તેમાં વધારો કરી આપવામાં આવ્યો હતો. વળી કેળવણીને લગતા મહત્વના પ્રશ્નોમાં કેળવણીખાતાના ઉપરીને મદદ કરવા માટે એક કેળવણી મંડળ ( Education Board )ની સ્થાપના કરવામાં આવી હતી. છેવટે હજૂર આજ્ઞા અન્વયે ફરજિયાત પ્રાથમિક ળવણીનો કેટલો વિકાસ થયો છે, વધારે વિકાસ કરવા શી શી તજવી તે કરવી જોઇએ એ વગેરે તપાસી નિવેદન તૈયાર કરવામાં આવ્યું હતું તેમાં ચાલતી વ્યવસ્થામાં સુધારા કરવા માટે ઘણી સૂચનાઓ તથા ભલામણો કરવામાં આવી હતી. આ સૂચનાઓ અને ભલામણો સાથે સર ફિલિપ હારટોગ અને સર માયકલ સેડલર જેવા સમર્થ કેળવણીકારો પણ અનુમત હોવાથી સરકારે પ્રાથમિક કેળવણીનો કાયદો ફરીથી સુધરાવ્યો હતો અને તેના પાલન માટે વધુ કડક પગલાં લેવાનું અને ગેરહાજર રહેતાં બાળકોના દંડની રકમ સ્થાનિક ઉપયોગમાં જ વાપરવા ઠરાવ્યું હતું; ખેતીના વિષયમાં રસ ઉત્પન્ન કરે તેવી વાંચનમાળાઓ ગામડાંની નિશાળો માટે તૈયાર કરવાનો હુકમ કરવામાં આવ્યો હતો અને નજીકનજીકમાં આવેલી એક શિક્ષકવાળી નકામી નિશાળો જોડી દેવા, અંત્યજ નિશાળો જુદી રાખવાને બદલે નજીકમાં આવેલી સાધારણ

નિશાળો સાથે જોડી દેવા, કન્યાઓની નાની નાની નિશાળોને છોકરાની નિશાળો સાથે જોડી દેવા, અને એકંદરે, બિનજરૂરી ખર્ચ કમી કરી તેનો ઉપયોગ જરૂર હોય ત્યાં નવી નિશાળો કાઢવામાં કરવા ઠર્યું હતું. શિક્ષણશાસ્ત્રમાં કેળવાયલા શિક્ષકોનું જ્ઞાન તાજું રહે અને તેનાં સારાં પરિણામ વિદ્યાર્થીઓને મળતાં રહે એ હેતુથી તેમને થોડીથોડી વારે ફરી એનું એ જ શિક્ષણ આપતા રહેવાનું ઠરાવ્યું હતું. વળી એમ પણ ઠર્યું હતું કે ગામડાંની શાળાઓ ગામડાની ઉન્નતિની સર્વ પ્રવૃત્તિ-ઓના કેન્દ્રસ્થાન તરીકે રહેવી જોઇએ કે જેથી પુસ્તકાલય, ખેતી, સહકાર વગેરે સંબંધી બોધ ત્યાં લોકોને ભેગા કરી આપી શકાય. પંચાયતો તથા સુધરાઇઓને પ્રાથમિક કેળવણીની શાળાઓનો વહીવટ ફરીથી સોંપવા માટે પણ ભલામણ કરવામાં આવી હતી. જો આ સંસ્થાઓ ખુશી હોય તો તેમની હકૂમતના સ્થળમાં પ્રાથમિક કેળવણી માટે સરકારને હાલ થતું ખર્ચ સરકાર તેમને આપે, સરકારના તપાસણીકામદારની દેખરેખ નીચે તે કામ કરે અને ભવિષ્યમાં પ્રગતિ કરવાને માટે થનારૂં વિશેષ ખર્ચ સરકાર અને પંચાયત અમુક પ્રમાણમાં વહેંચી લે એવી ભલામણ કરવામાં આવી હતી, તે ઉપરથી હજૂર હુકમ થયો હતો કે જો કોઇ પ્રાંત પંચાયત

અથવા સુધરાઇ આ કામ ઉપાડી લેવા તયાર હોય તો પ્રાથમિક શાળાઓનો વહીવટ તેમને સોંપવો. આ ઉપરથી પંચાયતો તથા સુધરાઇઓ આ કામ ઉપાડી લેવા તૈયાર છે કે નહિ એ વિષે તેમને પૂછવામાં આવ્યું હતું, પણ તેમ કરવા કોઇએ ઇચ્છા બતાવી નહિ તેથી એ બાબતમાં કંઇ થઇ શકયું ન હતું.

કેળવણી સિવાય રાજ્યનાં બીજાં ઘણાં લોકોપયોગી કામો માટે ખર્ચ કરવાનું હોવા છતાં પણ એકલી ફરજિયાત કેળવણી ઉપર રાજ્યના મહેસુલની લગભગ દસ ટકા જેટલી રકમ વાપરવામાં આવે છે, એ શ્રીમંત મહારાજા સાહેબને તથા તેમના સલાહકારોને માટે ખરેખર ઘણું જ પ્રસંશાપાત્ર છે. હવે જે તે સ્થળની પંચાયતો તથા સુધરાઇઓ વગેરે સ્થાનિક સંસ્થાઓએ પ્રાથમિક કેળવણી જેવી પ્રજોન્નતિ માટે ઉપયોગી બાબતમાં રસ લઇ તેની વ્યવસ્થા અને દેખરેખનો બોજો પોતાને શિર લઇ લેવો જોઇએ. તેમ થશે ત્યારે જ સ્થાનિક કેળવણી સમિતિઓ જે અત્યારે માત્ર નામની જ છે તે વાસ્તવિક કામ કરતી થશે; કસૂરદારનો દંડ વગર વિલંબે થશે અને સત્વર વસૂલ કરવામાં આવશે; શિક્ષકો ઉપર વધારે દેખરેખ રહેતાં તેમના કામકાજમાં

સુધારો થશે; અને મકાનો, શિક્ષણનાં સાધનો તથા રમતગમત માટેની છૂટી જગ્યા વગેરે પૂરી પાડવાનો અને તેને માટે નાણાં ભેગાં કરવાનો તેમનામાં ઉત્સાહ આવશે. નિશાળમાં બાળકોની હાજરી પણ ધીરેધીરે વધશે તેથી દંડ કરવાનું કમી થતું જશે અને પોતાની પ્રજામાં કોઇપણ અભણ ન રહે એવી શ્રીમંત મહારાજા સાહેબની શુભાકાંક્ષા પૂર્ણ થવાનો વખત સત્વર આવશે.

---

## પ્રકરણ ૧૩

## નિવૃત્તિ

બ્રિટિશ હિંદુસ્તાનમાં ૫૫ વર્ષની ઉંમર પૂરી થયે અમલદારોને નોકરીમાંથી નિવૃત્ત કરવાનું ધોરણ છે. પરંતુ વડોદરા રાજ્યમાં એ યત્તા અગાઉ ૫૬ વર્ષની હતી તે ત્રણ વર્ષ ઉપર વધારીને ૫૮ વર્ષની કરવામાં આવી છે. આ પ્રમાણે જો કે વાનપ્રસ્થ થવાની મુદત ઠરાવી છે તોપણ માત્ર તેટલી ઉંમર થઇ એટલા જ ઉપરથી અમલદારોને નિવૃત્ત કરવામાં આવતા નથી. જે નોકરો ૫૮વર્ષની ઉંમરે પહોચ્યા પછી પણ શારીરિક તથા માનસિક રીતે કામ કરવાને લાયક હોય અને જેમની નોકરીની રાજ્યમાં જરૂર હોય તેમને શ્રીમંત મહારાજા સાહેબ એકી વખતે એક વર્ષ કરતાં વધારે નહિ એટલી મુદતનો નોકરીમાં વધારો કરી

રાજ્યનીતિ.

આપે છે. વળી નોકરીમાંથી નિવૃત્ત થયેલા અનુભવી અને લાયક અમલદારોને શ્રીમંત મહારાજા સાહેબ તેમના આર્થિક સાધનમાં વધારો થાય એવું સાધારણ મહેનતનું કામ પણ કોઇ કોઇ વખત આપે છે. એથી કરીને રાજ્યને જૂના નોકરોના અનુભવનો લાભ મળે છે અને નિવૃત્ત થએલા નોકરોને નવરાશનો વખત આવાં કામમાં ગાળવામાં અને પેન્શનમાં વધુ પૈસાનો ઉમેરો થવાથી વૃદ્ધાવસ્થામાં સુખથી જીવન વ્યતીત કરવામાં મદદગાર થઇ પડે છે.

નોકરીમાં મુદતનો વધારો.

સન ૧૯૨૦ના નવેંબર માસમાં મારી ૫૬ વર્ષની ઉંમર પૂરી થવાથી હું તે વખતના રાજ્યના નિયમ પ્રમાણે નિવૃત્ત કરવા પાત્ર થયો હતો. પરંતુ શ્રીમંત મહારાજા સાહેબે મને મુદતો ઉપર મુદતો આપી સન ૧૯૨૯ના જાન્યુઆરી આખર સુધી નોકરીમાં ચાલુ રાખ્યો હતો. સન ૧૯૨૯ના ફેબ્રુઆરીની પહેલી તારીખથી મને ચાર માસ અને દસ દિવસની પૂરા પગારથી રજા આપી છેવટે જૂન માસની અગિયારમી તારીખથી નિવૃત્ત કર્યો હતો; નિયમિત ટેવો અને સાદા જીવનથી મારી ૪૦ વર્ષ ઉપરાંતની રાજ્યની નોકરીના બધા જ વખતમાં હું સંપૂર્ણ તંદુરસ્તી જાળવી શકયો હતો. સદ્‌ભાગ્યે મારે

માંદગીની કે ખાનગી કામની રજા પર ઉતરવાનો પ્રસંગ આવ્યો ન હતો. હવાફેર કરવા કે આરામ લેવા માટે પણ મારે રજા ઉપર જવાની જરૂર પડી ન હતી કારણ કે એક કામ મૂકીને બીજું નવું કામ કરવાનો મને પ્રસંગ મળતો તે જ મારે માટે તો આરામ હતો અને કામ મૂકીને રજા ઉપર જવું એ મને ગમતું પણ નહિ.

નિવૃત્તિવેતન.

વડોદરા રાજ્યમા નિવૃત્તિવેતન બ્રિટિશ હિંદુસ્તાનમાં અપાય છે તે કરતાં—જો કે તે હમણાં કેટલાક વખતથી વધારે ઉદાર રીતે અપાય છે તોપણ–પ્રમાણમાં ઘણું ઓછું હોય છે. નિવૃત્ત થનાર અમલદારને મારી માફક પગાર રૂ. ૨૦૦૦ કે તેથી વધારે હોય તોપણ વધારેમાં વધારે રૂ. ૪૦૦ અને ખાસ સારા પ્રકારનું કામ કર્યું હોય તો રૂ. ૫૦૦ સુધી નિવૃત્તિવેતન આપી શકાય છે. શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઇ મને પૂરા ૫૦૦ રૂપિયા આપવા ઉપરાંત મારી "રાજનિષ્ટા અને સારા નોકરી"ની કદર કરી મને ગાડી ખર્ચ તરીકે પચાસ રૂપિયા વધારે આપવાનો હુકમ કર્યો હતો.

વિદાયગીરી.

નોકરીમાં દાખલ થતી વખતે શ્રીમંત મહારાજા સાહેબ સાથે પહેલી મુલાકાત મકરપુરા રાજમહેલમાં થઇ હતી

તે જ પ્રમાણે નોકરીમાંથી છૂટા થવાને વખતે પણ તે જ મહેલમાં મુલાકાત લેવાનો પ્રસંગ અજબ રીતે આવ્યો હતો. સન ૧૯૨૯ના જાન્યુઆરી માસની ૩૧મી તારીખે સવારે મેં શ્રીમંત મહારાજા સાહેબની મકરપુરા રાજમહેલમાં મુલાકાત લીધી અને આ રાજ્યની મારી ૪૦ વર્ષ ઉપરાંતની નોકરીમાં તેઓશ્રીએ મારા ઉપર હંમેશાં કૃપાદૃષ્ટિ રાખી હતી તે માટે મેં તેઓશ્રીનો ખરા દિલથી આભાર માન્યો અને ભવિષ્યમાં તેવી જ રાખતા રહેવા વિનંતિ કરી હતી. શ્રીમંતે કૃપાવંત થઇ મને આરોગ્ય અને સુખ ઇચ્છી ફરમાવ્યું હતું કે મારે એમ ન સમજવું કે હું સંપૂર્ણ રીતે નિવૃત્ત થયો છું, કારણ કે ભવિષ્યમાં રાજ્યને મારી નોકરીની કે મદદની જરૂર પડે તો મારા અનુભવનો લાભ લેવા માટે મને બોલાવવો પડશે. આ વિશેષ મહેરબાની માટે મેં શ્રીમંતનો ઘણો આભાર માન્યો અને કહ્યું કે મારા લાયક કોઇપણ કામસેવા આપશ્રી તરફથી મને જ્યારે જ્યારે ફરમાવવામાં આવશે ત્યારે ત્યારે તે યથામતિ–યથાશક્તિ બજાવવા હું હંમેશાં તત્પર રહીશ.

તે જ દિવસે બપોરે નામદાર દીવાન સાહેબ રાવ બહાદુર વી. ટી. કૃષ્ણમાચારીઅર, સી. આઇ. ઇ., તથા કારોબારી કાઉન્સિલના મારા સાથીઓ મી. સ્ટેન્લી રાઇસ,

રા. બ. આબેગાંવકર, મે. રા. રા. રામલાલ દેસાઇ અને સર અબ્બાસઅલી બેગ, કે. સી. આઇ. ઈ. એ સર્વેની વિદાય લેતાં મારા તેઓ સાથેના સહવાસ દરમિયાન તેઓ સર્વેએ મારા તરફ હમેશાં સહાનુભૂતિ, પ્રેમ અને સદ્‌ભાવ દર્શાવ્યા હતાં તે માટે મેં તેમનો આભાર માન્યો. ચિફ સેક્રેટરી (મુખ્ય મંત્રીમદદનીશ) શ્રી. દામાજીરાવ ગાયકવાડ, બીજા મંત્રીમદદનીશો અને આખા કચેરી વર્ગનો પણ મેં આભાર માન્યો અને તેઓ સર્વ તરફથી મારી વિદાયના માનમા એક મેળાવડો થઇ ગયા પછી સાંજના પાંચ વાગે મેં દીવાનકચેરી છોડી. કહેવાની જરૂર નથી કે જૂના મિત્રો અને સાથીઓથી છૂટા પડતાં મને મનમા ઘણુ લાગ્યું હતું.

મારા મિત્રો તથા મને ચાહનારાઓએ શનિવાર તા. ૪-૫-૨૯ ના રોજ તેમની મારા પ્રત્યેની સહાનુભૂતિ તથા શુભેચ્છાઓ દર્શાવવા એક મેળાવડો કર્યો હતો તેના સંબંધનો અહેવાલ "ટાઇમ્સ ઑફ ઇંડિયા"માં નીચે પ્રમાણે પ્રસિદ્ધ થયો હતો—

"શનિવારને દિવસે સાંજના ચાર વાગે વડોદરાના ન્યાયમંદિરમાં એક ભવ્ય મેળાવડો થયો હતો તેમાં રાવ બહાદુર ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ જેઓ રાજ્યની ૪૦ વર્ષ નોકરી કરી નાયબદીવાન પદ ઉપરથી નિવૃત્ત

થયા તેમને વડોદરા રાજ્યના તેમના મિત્રો તથા ચાહના-રાઓ તરફથી માનપત્ર તથા ગાર્ડન પાર્ટી આપવામાં આવ્યાં હતાં. નામદાર દીવાન સાહેબ રાવ બહાદુર વી. ટી. કૃષ્ણમાચારીઅર પ્રમુખપદે હતા, તેમને હસ્તે ચાંદીના સુંદર દાબડામાં મૂકીને માનપત્ર અપાયું હતું."

"રાજ્યના એકાઉન્ટન્ટ જનરલ મે. રા. રા. રામલાલ દેસાઇ, ન્યાયમંત્રી મે. રા. રા. વી. કે. ધુરંધર, શહેર સુધરાઇના પ્રમુખ રા. રા. એસ. એ. સુધાલકર તથા હકીમ સાહેબ વારસઅલી એમણે રા. બ. ગોવિંદભાઇ દેસાઇએ રાજા તથા પ્રજાની કરેલી સેવાઓની પ્રશંસા કરી હતી. માનપત્ર અર્પણ કરતાં નામદાર દીવાન સાહેબ બોલ્યા હતા કે 'જે સાથીએ મને ઘણા પ્રસંગોએ સલાહ તથા મદદ આપી છે તે સાથીને માન આપતાં મને ઘણો આનંદ થાય છે. નાયબદીવાન અને કારોબારી કાઉન્સિલના સભાસદ તરીકેની ફરજો ઉપરાંત મેં ઘણે પ્રસંગે રા. બ. ગોવિંદભાઇ દેસાઇની રાજકારભારની બાબતોમાં સલાહ લીધી હતી અને મને કહેતાં આનંદ થાય છે કે તેમના તરફથી મને હંમેશાં ઘણી ઉત્તમ સલાહ મળી હતી. તેમણે વડોદર રાજ્યના પ્રશ્નોનો ઘણો સારો અભ્યાસ કરેલો છે અને વડોદરા રાજ્યની પ્રજા માટે હંમેશાં ઘણી લાગણી

દર્શાવી છે.' તે પછી રા. બ. ગોવિંદભાઇ દેસાઇએ પોતાના તરફ બતાવેલા પ્રેમ તથા ભલી લાગણી માટે સર્વેનો આભાર માન્યો હતો, અને વિશેષમાં જણાવ્યું હતું કે 'મારા કામમાં મને કંઇ સફળતા મળી હોય તો તેનો યશ શ્રીમંત મહારાજા સાહેબને જ ઘટે છે કારણ કે તેઓશ્રી જેવા મહાન રાજકર્તાની અમૂલ્ય દોરવણીનું તથા તેઓશ્રીએ મને રાજ્યનાં જુદાં જુદાં ખાતાંનાં કામ કરવાની અને અનુભવ મેળવવાની આપેલી અમૂલ્ય તકનું જ એ પરિણામ છે..' તે પછી ન્યાયમંદિરનાં ચોગાનમાં એક ગાર્ડન પાર્ટી થઇ હતી."

વાનપ્રસ્થ થયા પછી ?

નોકરીમાંથી નિવૃત્ત થયા પછી શું કરવું એ નક્કી કરવાનો પ્રયત્ન જરા મુશ્કેલી-ભરેલો છે અને તેનો ચોક્કસ નિર્ણય મેં હજી કર્યો નથી. પણ આટલી વાત તો નક્કી જ છે કે હું કાંઇ આળસુ બેસી રહેવાનો નથી. આળસુ જિંદગીના જેવું બીજું કાંઇ દુખ નથી. નિવૃત્ત થતા પહેલાં આરામ માટે ચાર માસની હકરજા મને મળી હતી તે રજાની મુદતમાં જ મને સમજાઇ ગયું છે કે નિવૃત્ત થઇ નિરાંતે બેસી સુખેથી રહીશું, એવી માન્યતા ભૂલભરેલી છે. કંઇ કામ કર્યા વગર 'નિરાંતે' બેસી શકાય ખરૂં પણ તેથી

કાંઇ સુખ મળે નહિ. જિંદગીભર માનસિક કામ કરનાર એકદમ કામ બંધ કરે તો તેથી તેને બેચેની લાગે છે. એ બેચેની દૂર કરવાનો એક જ રસ્તો છે :અને તે એ કે થાય તેટલું કામ કર્યા કરવુ. કામધંધાની ચિંતામાંથી મુક્ત થઇશું એટલે કાંઇક વધારે જીવાશે, તંદુરસ્તી સારી થશે અને છેવટના દહાડા સુખમાં જશે એવી માન્યતા ખરી પડતી નથી. અમુક ઉંમર થઇ એટલે કામકાજમાંથી નિવૃત્ત થવું જ જોઇએ એમ કંઇ નથી. ઘણા સરકારી નોકરોના સંબંધમાં મેં જોયું છે કે નિવૃત્ત થયા પછી કાંઇ પણ કામ કર્યા વગર બેસી રહેવાથી તેમણે પોતાની તંદુરસ્તી અગાડી હતી અને નિવૃત્ત થયા પછી એકબે વર્ષમાં મરણ પામ્યા હતા. તેમનું મરણ કોઇ રોગથી નહિ પણ વપરાશ વગર શરીરનો સંચો કટાઇ જવાથી અને તેમાં સડો પેસવાથી થયું હતું. મારી અત્યારસુધીની જીંદગીમાં સતત કામ કરવાથી અને કંઇપણ વ્યસન વગર સાદી રીતે અને નિયમિતપણે રહેવાથી હું પાંસઠ વર્ષે પણ સારી તંદુરસ્તીમાં છું અને તે તંદુરસ્તી તેવી જ રીતે રહી સાચવી રાખવાની હું ઉમેદ રાખું છું.

---

## પ્રકરણ ૧૪

### કેટલીક સૂચનાઓ

વડોદરાની પ્રજાને વિનંતિ

આ લઘુ પુસ્તક પૂરુ કરતા પહેલાં વડોદરાની પ્રજાને તથા અમલદારોને મારે મિત્રભાવે થોડી સૂચનાઓ કરવાની છે. હું ધારૂ છું કે મારા સંબંધમા તેમ કરવુ એ અવિનય ભરેલું નહિ ગણાય મેં વડોદરાની પ્રજા ભેગા રહી ૪૦ વરસ સુધી તેની સેવા બજાવી છે અને હાલમા હું પ્રવૃત્તિમય જીવનમાંથી છૂટો થયો છું તો પણ યથાશક્તિ વડોદરા રાજ્ય અને તેની પ્રજાની સેવા બજાવવા તત્પર રહીશ. હું જે કહીશ તેની સાથે કદાચ કોઇ પૂરેપુરા અનુમત નહિ થાય તોપણ જે કંઇ થોડી બાબતો સાથે તેઓ અનુમત થતા હોય તેટલા પૂરતું મારા કહેવા ઉપર ધ્યાન આપશે તો તેથી પણ મને સતોષ થશે.

સૌથી પ્રથમ તો મારે એ કહેવાનું છે કે જે માગણીઓ બીજે કંઇ જરૂરની કે યોગ્ય હશે તે વડોદરાને માટે પણ યોગ્ય કે જરૂરની છે એમ માની લેવાને કંઇ કારણ નથી. વડોદરાના મહારાજા સાહેબે તો સન ૧૮૮૧ના ડિસેંબરની ૨૮મી તારીખે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી ત્યારથી જ પોતાનાથી બને તેટલું પોતાની પ્રજાનું ભલું કરવા નિશ્ચય કર્યો હતો અને તે નિશ્ચય પ્રમાણે લગભગ પચાસ વર્ષ સુધી ચાલ્યા છે. તા. ૨૯મી ડિસેંબર સન ૧૮૮૧ને રોજ ગુજરાતની સમસ્ત પ્રજા તરફથી કેટલાક પ્રતિનિધિઓ અભિનંદન આપવા આવ્યા હતા તેમને જવાબ આપતાં શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એઓશ્રીએ કહ્યું હતું કે, " મારે માથે મોટી જોખમદારી છે. પરંતુ મારી પ્રજાનું કલ્યાણ કરવા માટે પ્રયાસ કરવા કરતાં મને બીજું કંઇ વધારે પ્રિય લાગશે નહિ. ઇશ્વરકૃપાથી મારા શુભેચ્છકોની યોગ્ય આશાઓ પૂરી પડે તેવાં કામ કરવાની હું ઉમેદ રાખું છું." વળી તે જ પ્રસંગે પૂનાની સાર્વજનિક સભા તરફથી એક માનપત્ર સ્વીકારતાં તેઓશ્રીએ કહ્યું હતું કે, " આપણા પ્રગતિમાન યુગના ધોરણને અનુસરી મારી પ્રજાની વ્યાજગી ઇચ્છાઓ પોષવી, તેમના હિતનું રક્ષણ કરવું, અને તેમનું ભલું કરવું એ મારા જીવનનો મુખ્ય અને સર્વોપરી આદર્શ છે અને તે

હંમેશાં રહેશે." એ સ્મરણિય શબ્દો પછી આજે લગભગ પચાસ વર્ષમાં શ્રીમંતે લોકોની ઉન્નતિ સાધવા તથા તેઓને રાજ્યની ઉત્તમ પ્રજા બનાવવા જે સ્તુત્ય પ્રયાસો કર્યા છે એ જ બતાવી આપે છે કે તેઓશ્રીએ પોતાનાં વચનો સાચાં કરી બતાવ્યાં છે. રાજ્યમાં ઇજારા અને ભાગબટાઇની જૂની ત્રાસદાયક પદ્ધતિઓ બંધ કરી તેને બદલે સર્વે સેટલમેન્ટથી રીતસર જમીન-મહેસુલ લેવાનું દાખલ કરવામાં આવ્યું છે; પ્રજાને ત્રાસદાયક અને અડચણ કરતા વેરા અને વેપારની વૃદ્ધિ થવામાં નડતી રાજ્યની જકાત બંધ કરવામાં આવી છે; બ્રિટિશ હિંદુસ્તાનની પદ્ધતિ અનુસાર જુદાં જુદાં ખાતાંની વ્યવસ્થા કરવામાં આવી છે અને રાજવહીવટનું કામ જેમ બને તેમ વધુ સંગીન અને સરળ રીતે ચાલે એટલા માટે દરેક ખાતાના અધિકારીના અધિકારો નક્કી કરવામાં આવ્યા છે; જૂના કાયદા રદ કરી અથવા તેમાં ચાલુ જમાના પ્રમાણે જોઇતા સુધારા કરી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે; ન્યાય અને કારોબારી ખાતાં જુદાં પાડવામાં આવ્યાં છે; રાજ્યની આર્થિક સુધારણા તથા વિકાશ માટે ખેતીવાડી, સહકાર અને વેપારઉદ્યોગ ખાતાં ઉઘાડવામાં આવ્યાં છે; પ્રાથમિક કેળવણી મફત તથા ફરજિયાત કરવા ઉપરાંત માધ્યમિક તથા ઉંચી કેળવણી માટે પૂરતી સગવડો કરવામાં આવી છે; ગામેગામ પુસ્તકાલયો સ્થાપવા સુંદર યોજના કરી છે; બાળ-

લગ્નનો પ્રતિબંધ કરવામાં આવ્યો છે; આરોગ્યરક્ષણ માટે અને મંદવાડના પ્રસંગે દવા વગેરેની મદદ માટે કસબાઓમાં જરૂર પ્રમાણે નાનાં મોટાં દવાખાનાં ઉઘાડયાં છે અને ગામડાના લોકો માટે આયુર્વેદિક અને ફરતાં દવાખાનાંની યોજના કરવામાં આવી છે; આખા રાજ્યમાં રેલવેની ગોઠવણ કરી છે અને કેટલીક સડકો પણ બાંધવામાં આવી છે; કચેરીઓ, નિશાળો, દવાખાનાં, થાણા, ચોકી અને ચોરાનાં મકાનો બાંધવામાં આવ્યાં છે; પ્રજાની માગણી વગર શ્રીમંત મહારાજા સાહેબે પોતે થઇને સ્થાનિક સ્વરાજ્ય માટે ગ્રામ્ય, મહાલ અને પ્રાંત પંચાયતો અને કસ્બામાં વિશિષ્ટ પંચાયત અને સુધરાઇની સંસ્થાઓ દાખલ કરી છે, અને મતદારોની લાયકાત અને સભાસદોના અધિકાર અને જવાબદારીઓ પણ નક્કી કરવામાં આવ્યાં છે; રાજ્યના કાયદા કરવામાં પ્રજાની ઇચ્છા પ્રમાણે સલાહ આપવા માટે ધારાસભાની સ્થાપના કરી પ્રજા તરફથી ચૂંટાયલા સભાસદોને માટે પણ સવડ કરી છે. આ સઘળા હક્કો અને અધિકારોનો યોગ્ય ઉપયોગ થાય છે કે નહિ તે જોઇ શ્રીમંતની ઇચ્છા હજી પણ તેમાં પ્રજાકીય તત્ત્વ જેટલું અને તેટલું વધારે દાખલ કરવાની છે. પણ તેમ કરતા પહેલાં આપેલા હક્કોનો બરાબર ઉપયોગ થયો છે એની તેમની ખાત્રી થવી જોઇએ. તેવી ખાત્રી થયા વગર વધારે અધિકાર આપવાથી પ્રજાને ફાયદાને બદલે ઉલટું

નુકસાન થાય એ સર્વ કોઇ વિચારશીલ પ્રજાજન સમજી શકે એમ છે.

અત્યાર સુધીમાં દાખલ કરેલી યોજનાઓનુ પરિણામ કંઈક દરજ્જે ઠીક આવ્યું છે પરંતુ હજી સુધી જોઇએ તેટલું સારું અને સંતોષકારક આવ્યું નથી. સારું અને સંતોષકારક પરિણામ આવવા માટે મહારાજાએ દાખલ કરેલા સુધારામાં રાજ્યના લોકોએ પણ ઉત્સાહપૂર્વક ભાગ લેવાના આવશ્યકતા છે. પ્રજામંડળો અને યુવકમંડળો પ્રજાની સામાજિક, નૈતિક અને આર્થિક સ્થિતિ સુધારવા માટે સરકારે આદરેલી દિશામાં પ્રચાર-કામ કરે તો ઘણું સારું કામ થાય. વળી આવાં કામમાં આ સંસ્થાઓનો સહકાર અમલદારોને પણ ઘણો ઉપયોગી થઈ પડે. મુલકીખાતાના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે આવા કામ માટે ઘણું મોટું ક્ષેત્ર છે; કારણ કે લોકોના અજ્ઞાન અને નિરુત્સાહને લીધે સરકારે શરૂ કરેલી લોકહિતની સંસ્થાઓનુ જોઇએ તેટલું સંતોષકારક પરિણામ હજુ આવ્યું નથી. એ વિષે અત્રે થોડા દાખલા આપવા બસ થશે.

“ ભણેલાં ” એ શબ્દની વ્યાખ્યા “ જેને કોઇ પણ ભાષા લખતાંવાંચતાં આવડતી હોય તે ” એ પ્રમાણે લઇએ તોપણ ૧૯૨૧માં થયેલી વસ્તીગણત્રી પ્રમાણે પાંચ અને તે ઉપરની ઉંમરની એકંદર વસ્તીમાં દર હજાર માણસે માત્ર ૧૪૭ ભણેલા હતા. ભણેલા પુરુષ

અને સ્ત્રીની સંખ્યા જુદી જુદી તપાસતાં, દર હજાર પુરુષે ૨૪૦ ભણેલા અને દર હજાર સ્ત્રીએ ૪૭ ભણેલી હતી.' એટલે કે પાંચ અને તે ઉપરાંતની ઉંમરના દર હજાર પુરુષોમાં ૭૬૦ અને દર હજાર સ્ત્રીઓમાં ૯૪૩ અભણ હતાં. ૧૯૨૧ની વસ્તીગણત્રી પછીનાં આઠ વર્ષમાં ભણેલાં સ્ત્રીપુરુષોની સંખ્યામાં જે વધારો થયેલો હોવો જોઇએ તેની અડસટે સંખ્યા ઉમેરતાં પણ હાલ દર હજાર પુરુષોમાં કમીમાં કમી છસો અને દર હજાર સ્ત્રીઓમાં ૯૦૦ અભણ હોવાં જોઇએ. એટલે કે સરકારે પ્રાથમિક કેળવણી ફરજિયાત કર્યાને પચીસ વર્ષ થવા આવ્યાં છતાં હજી દર સો પુરુષોમાં ૬૦ અને દર સો સ્ત્રીઓમાં ૯૦ અભણ છે. અજ્ઞાન માબાપો પોતાનાં બાળકોને નિશાળે મોકલવાને બદલે ઘરકામે લગાડી અગર રખડતાં ફરવા દઇ દંડ ભરે છે અને આવા દંડની રકમ દરેક વર્ષે લગભગ એક લાખ રૂપિયા જેટલી થાય છે. સન ૧૯૨૭–૨૮માં એ દંડની રકમ રૂ. ૯૧,૪૬૮ જેટલી થઇ હતી. એમ છતાં પ્રજાના આગેવાનો તે તરફ કંઇ લક્ષ આપતા નથી.

સન ૧૯૦૪માં પસાર થયેલો બાળલગ્નપ્રતિબંધક કાયદો રાજ્યમાં એક ઘણો મહત્વનો સામાજિક સુધારાનો કાયદો છે અને તે ૨૫ વર્ષથી અમલમાં છે. જો લોકોએ તે બરાબર પાળ્યો હોત તો અત્યારે બાળલગ્નો હયાતિમાં જ ન હોત. પરંતુ રાજ્યનું છેલ્લું વાર્ષિક નિવેદન જોતાં

જણાય છે કે સન ૧૯૨૭-૨૮માં આ કાયદાનું ઉલ્લંઘન કરનારાઓની જાહેરમાં આવેલી સંખ્યા ૭૦૭૩ની હતી અને તેમને થએલા દંડની વસૂલ થયેલી રકમ રૂ. ૮૧,૦૦૦ જેટલી થઇ હતી.

આ રાજ્યના આરોગ્યરક્ષણની બાબતમાં તાઢિયો તાવ (મેલેરિયા) એ મુખ્ય પ્રશ્ન થઇ પડ્યો છે. સન ૧૯૨૭-૨૮માં થયેલાં મરણની સંખ્યા ૪૬૦૦૦ હતી તેમાં ૮૧ ટકા જેટલાં મરણ તાવથી થયેલાં હતાં. ગામડાંના અને કસબાના પ્રજાજનોની તંદુરસ્તી જાળવવા માટે આરોગ્યરક્ષણ સંબંધી જે જે ઉપાયો લેવા જોઇએ તે લેવાની તેમની ફરજ અને જવાબદારીઓનું ગામ તથા વિશેષ પંચાયત અને સુધરાઇના સભાસદોને હજુ પૂરતું ભાન થયું નથી. માત્ર ચૂંટણી વખતે જ તેઓ ઉમંગ દેખાડે છે અને મોટી મોટી વાતો કરી મતદારોના મત મેળવે છે, પણ ચુંટાયા પછી ચોરામાં કે સુધરાઇ કચેરીમાં બેસી માત્ર નાની નાની અને નજીવી બાબતો ઉપર તકરાર કરવામાં અને કોઇ સારું કાર્ય કરવા માટે નાણાં ભેગાં કરવાની વાત આવે ત્યાં તેનો ઉદ્દેશ સમજ્યા વિના 'વેરા' નામથી જ ભડકી તેની સામે થવામાં જ પોતાનું કર્તવ્ય સમજે છે. આથી જે ઉદ્દેશથી આ સંસ્થાઓ સ્થાપન કરવામાં આવી છે તે ઉદ્દેશ સર્વાંશે સફળ થયો નથી અને તેથી જ આ સંસ્થાઓની વિશેષ પ્રગતિ થઇ શકી નથી. ઇતર

ઠેકાણે આ સંસ્થાઓ પ્રજાકીય કરવાનો વિચાર થયો તે પહેલાં શ્રીમંત મહારાજા સાહેબે વડોદરાની પ્રજાને તેનો લાભ આપ્યો હતો. આ સંસ્થાઓ પોતાને આપેલા અધિકાર યોગ્ય રીતે વાપરી જાણે છે અને લોકો હવે આથી વધુ અધિકારો આપવા યોગ્ય થયા છે એમ ખાત્રી થાય તો આ સંસ્થાઓને વધુ અધિકારો આપી તેમાં પ્રજાતત્ત્વ વધારવાની તેઓશ્રીની ખાસ ઇચ્છા છે. મોટા પાયા પર સ્થાનિક સ્વરાજ્યને માટે લોકોને લાયક બનાવવા માટે જ પંચાયતો અને સુધરાઇઓની સંસ્થાઓ સ્થાપન કરવામાં આવી છે એ વાત સર્વ કોઇએ ધ્યાનમાં રાખવી જોઇએ.

લોકહિત કરવા માટે સરકારે શરૂ કરેલી પ્રવૃત્તિઓ ફળીભૂત કરવાને પ્રજામંડળો અને જુદી જુદી કોમોના આગેવાનો તજવીજ કરે તો સરકારને પોતાનો શુભ ઉદ્દેશ પાર પાડવાને ઘણી સહાય મળે. પરંતુ એ સિવાય પણ સામાજિક બદીઓ અને નઠારા રિવાજોને લગતી પ્રજાને હાનિકારક કેટલીક એવી બાબતો છે કે જેમાં સરકાર વચ્ચે પડી શકતી નથી. તે દૂર કરવા માટે દરેક કોમના આગેવાનો અને પ્રજાના શુભેચ્છકો લક્ષ આપી તજવીજ કરે તો પ્રજાની આર્થિક અને નૈતિક સ્થિતિ સુધારવા માટે ઘણું થઇ શકે. ઉદાહરણ તરીકે, મરણ અને લગ્ન પ્રસંગનાં મોટાં ખર્ચ, કજોડાં,

વૃદ્ધલગ્ન, વિધવાવિવાહપ્રતિબંધ, રસ્તામાં છાતી ફૂટી રોવું કૂટવું વગેરે. કરજણ મહાલના કેટલાક આગેવાનોએ આવી કેટલીક હાનિકારક રૂઢિઓ સામે હાલમાં જે ઝુંબેશ ઉઠાવી છે તેનો દાખલો લઇ ઇતર ઠેકાણે પણ પ્રજાનું લોહી ચૂસી જતી સામાજિક બદીઓ અને હાનિકારક રિવાજો બંધ કરાવવા પગલાં લેવામાં આવે તો જ પ્રજાનું ખરું ભલું થાય.

અમલદારોને વિનંતિ.

અમલદાર બંધુઓને પણ મારે થોડું કહેવાનું છે. મારા સહવાસમાં આવેલાં સઘળાં ખાતાંના અમલદારોને મેં ઘણી વાર કહ્યું છે અને છેવટે ફરીથી કહું છું કે માત્ર નામનુ જ નહિ પણ શ્રીમંત સરકારનો ખરો ઉદ્દેશ સમજી તે બરોબર પાર પડે એવી રીતે કેળવણી, સહકાર, ખેતી, આરોગ્ય-રક્ષણ વગેરે પ્રજાની ઉન્નતિ સંબંધી ખાતાંમાં કામ થવું જોઇએ; અને લોકો સાથે મળતા રહી તેમને પોતાના હિતનાં કામોમા રસ લગાડી કામ લેવું જોઇએ. પોતાની ફરજ યોગ્ય રીતે અદા કરવા માટે પોતાના આદર્શો અને પદ્ધતિઓમાં તેમણે પ્રગતિને પ્રધાન સ્વરૂપ આપવાની ખાસ જરૂર છે. મેં જોયું છે કે ઘણાખરા માત્ર કચેરીનું ચાલુ કામ કરીને જ પોતાનું કર્તવ્ય પૂરું થયું સમજે છે. વળી રાજ્ય તરફથી ઘણી ઉપયોગી

માહિતી બહાર પડે છે પણ તે વાંચીને કે વિચારમાં લઇ તેનો પૂરેપુરો ઉપયોગ થોડા જ કરે છે. આપણા રાજ્યમાં પ્રસિદ્ધ થતાં રાજ્યનાં તથા ખાતાનાં વાર્ષિક નિવેદનો અને વસ્તીગણત્રીનાં નિવેદનો અને તે ઉપરાંત મુંબઇ, પંજાબ, મધ્ય પ્રાંતો, મદ્રાસ અને બીજા ઇલાકાનાં જેના તેના ખાતાને લગતાં નિવેદનોનો દરેક અમલદારે ધ્યાનપૂર્વક અભ્યાસ કરવાની જરૂર છે. આ નિવેદનોના વાંચનથી આપણે ત્યાં કેવી સ્થિતિ છે અને બીજે ઠેકાણે સુધારા કરવા શી શી તજવીજ થઇ છે એ વગેરે જાણી શકાય છે; અને ઇતર ઠેકાણે થએલી યોજનાઓ લાભકારક હોય તો આપણે અહીં દાખલ કરવા તજવીજ પણ કરી શકાય છે. સર હોરેસ પ્લેનકેટની આગેવાની નીચે આયર્લંડમાં થયું છે તેમ આપણે ત્યાં "વધારે સારી ખેતી, વધારે સારો વેપાર અને વધારે સારી રહેણીકરણી" થાય એવી તજવીજ દરેક અમલદારે પોતાની હકુમતની સ્થળસીમામાં કરવી જોઇએ; અને એવી તજવીજ કરવાની પોતાની લાયકીમાં વધારો કરવા સારાં સારાં પુસ્તકોમાંથી જેટલી બને તેટલી માહિતી મેળવવી જોઇએ. દરેક કચેરીમાં નાનું સરખું પુસ્તકાલય તો હોય છે જ અને તે ઉપરાંત હાલમાં હજૂર મુખ્ય કચેરીમાં સેક્રેટરિયેટ લાયબ્રેરીની યોજના થઇ છે તેનો પૂરેપુરો ઉપયોગ કરવાને જુવાન અમલદારોને મારી ખાસ ભલામણ છે; અને તે ઉપરાંત એવી પણ ભલામણ છે કે જે વિષયો સાથે તેમનો

પોતાનો ખાસ સંબંધ હોય તે વિષયોને લગતાં થોડાં પ્રમાણભૂત પુસ્તકો પોતે પણ ખરીદી પોતાના ઉપયોગ માટે પોતાને ઘેર એક નાનું પુસ્તકાલય બનાવે.

છેવટે મુલકીખાતાના અમલદારોને મારે ખાસ કહેવાનું એ છે કે મહાલના વહીવટદાર, વિભાગના નાયબસૂબા અને પ્રાંતના સૂબા પોતાના તાબાના પ્રદેશમાં શ્રીમંત મહારાજા સાહેબના પ્રતિનિધિ છે માટે તેઓશ્રી તરફથી શરૂ થયેલી કેળવણી, આરોગ્યરક્ષણ, ખેતીવાડી, સહકાર, એ વગેરે પ્રજાકલ્યાણની પ્રવૃત્તિઓને ખીલવવા જે ખાસ ખાતાં ઉઘાડવામાં આવ્યાં છે તેના અમલદારો સાથે સહકાર કરી તેમને મદદ આપવા તજવીજ કરવી એ તેમની ખાસ ફરજ છે. એમ થશે ત્યારે જ પ્રજાને સુખી, સમૃદ્ધિવાન અને તંદુરસ્ત રાખવાનો શ્રીમંત સરકારનો શુભ ઉદ્દેશ પાર પડશે. કેવળ કચેરીનું ચાલુ કામ કરી તેટલાથી જ પોતાનું કર્તવ્ય પૂરું થયું એમ ન સમજતાં અને વખત મળતો નહિ હોવાનુ બહાનું ન બતાવતાં તેમણે પોતાની આ ખાસ અગત્યની ફરજ બજાવવી જોઈએ. હું માત્ર કલ્પનાથી ઉપદેશ કરતો નથી. પરંતુ મેં મારી જાતે મારા સરકારીજીવનમા જે કર્યું હતું તેના જાતઅનુભવથી જ કહું છું કે જેમને કામ કરવાની ઇચ્છા હોય છે તેમને તે કામ માટે પૂરતો વખત જરૂર મળે છે.

—સમાપ્ત—